શ્રીમન્મધુસૂદનસરસ્વતીરચિત

# પ્રસ્થાનભેદ

(પ્રથમ આવૃત્તિ)



ગોરન શ્રી ગુજરાતી ગૈન ભાષાન્તર તથા પ્રવેશક સહિત

પુસ્તકના

પ્રહ્લાદ ચન્દ્રશેખર દિવાનજી એમ એ એલ એલ એમ,

બામ્બે સિવિલ સર્વિસ, જ્યુડિશ્યલ બ્રાન્ચ, જળગાવ

**સિદ્ધાન્તબિન્દુ** (ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝ નં૦ ૬૪),
હિંદુસ્થાનના લોકો અને પ્રશ્નો (સયાજી સાહિત્યમાળા,
વિજ્ઞાન ગુચ્છ નં૦ ૧૦૩) Guide to the
Bombay Presidency excluding
Sind Charitable and Re-
ligious Endowments
Act, 1920
વગેરેના કર્તા

પ્રકાશક તથા મેઇન સેલિંગ એજન્ટ –

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરા.**

૩૫ સં૦ ૧૯૯૧

મૂલ્ય ૧૨ આના

# આમુખ.

---

આ લઘુ ગ્રન્થનુ ગુજરાતી ભાષાન્તર આજથી ૭ વર્ષ ઉપર હુ ઓર-ગાબાદમા હતો ત્યારે તૈયાર થયલુ પરતુ તે જોઈ જઈને તેની મુદ્રણાલયને ઉપયોગી પ્રત તૈયાર કરવાનો વખતજ આવ્યો નહોતો. ગયા જુન મહિનામા તેની સ્મૃતિ જાગ્રત થઈ અને તેની પ્રત તૈયાર કરવા માડી યોગાનુયોગ એવો આવ્યો કે બામજી પ્રિંટિંગ પ્રેસના મેનેજરે પોતાની પાસે જુજજાજ શ્રમ કરવા માટે રાખેના ગુજરાતી ટાઈપોથી એ ગ્રન્થ છાપવાનુ કબુલ કર્યું તેને લીધે તે મહા ગુજરાતની જનતા આગળ રજુ કરવાનો પ્રસગ આવ્યો છે

તેમાના મૂળ ગ્રન્થનો ભાગ વાણીવિલાસ પ્રેસની એક પ્રત વડોદરાની સસ્કૃત લાઇબ્રેરીમાથી મારા હાથમા આવેલી તે ઉપરથી અને તેનો મહત્ત્વનો ભાગ **મહિમ્નસ્તોત્ર** ઉપર શ્રીમન્મધુસૂદન સરસ્વતીએ રચેલી **શિવવિષ્ણ્વર્થ** નામની વ્યાખ્યાપૈકી ૭ મા શ્લોક ઉપરની વ્યાખ્યામા આવી જાય છે માટે તે ગ્રન્થની નિર્ણયસાગરની પ્રત ઉપરથી તૈયાર કરેલો છે

મૂળ ગ્રન્થમાનો આશય જાળવતા શક્ય તેટલે અશે સાદુ અને સરળ ભાષાન્તર કરવાનો પ્રયત્ન કર્યો પરતુ કેટલાક વિષયોજ એવા હોય છે કે તેને લગતા વિચારો છેક સાદી, તરગથી ભાષામા વ્યક્ત કરી શકાયજ નહીં આ ગ્રન્થનો વિષય તેજ કક્ષાનો છે તેને લીધે મૂળ ગ્રન્થમાના કેટલાક સસ્કૃત પદોનુજ અવતરણ કરવુ આવશ્યક થયુ છે ખરૂ પરતુ તે પદોને નીચે ટિપ્પણમા સમજાવેલા છે છતા જાતિ-અનુભવ ઉપરથી લાગે છે કે કેટલાક એવા પણ વાચનારા નિકળશે કે જેને એમ લાગશે કે ભાષાન્તરની ભાષા વિશેષ સસ્કૃતમયી છે અને જે કેટલાક પદોનુ વિવરણ ટિપ્પણમા કરવુ જોઇતુ હતુ તે કીધેલુ નથી તે આક્ષેપ જો ખરો હોય તો તે ન ટાળવામાટે દિલગીર છુ

ભાષાન્તરની શૈલીની બાબતમા એ ધોરણ રાખેલુ છે કે મૂળ ગ્રન્થમા જે ભાગ ગદ્યમા છે તેનુ ગુજરાતીમા ભાષાન્તર ગદ્યમાજ અને જે તેમા પદ્યમા છે તેનુ ભાષાન્તર પદ્યમાજ કીધેલુ છે. હુ ધારૂ છુ કે વાચકવર્ગને એ રૂચશે.

ટિપ્પણમાં પારિભાષિક શબ્દોની સમજુતી ઉપરાંત જ્યાં જે વિષય ત્યાં તેને લગતી તથા તેને લગતા સાહિત્યને લગતી માહિતી ટુંકમાં આપી છે કે જેથી આ ગ્રન્થ વાંચ્યાથી કાંઈક વિશેષ લાભ થાય

વિશેષે કરીને આ ગ્રન્થ અંગ્રેજી કેળવણી લેતા ઉગતા યુવકયુવતિઓના હાથમાં મુકવા જેવો છે કારણ કે જેઓ ખાસ કરીને સંસ્કૃતને અપર ભાષા તરીકે પસંદ કરે છે તેઓ તો આપણા ધાર્મિક સાહિત્યવિષે કંઈક પણ જાણે છે પરંતુ જેઓ ફારસી ફ્રેંચ એવી કોઈ પરદેશી ભાષા અપર ભાષા તરીકે પસંદ કરે છે તેઓ તો તે સાહિત્યવિષે એટલા અજ્ઞાત રહે છે કે જ્યારે તેઓ કેટલીક વખતે તે વિષેની કલ્પનાઓ અગર ભ્રમો પ્રદર્શિત કરે છે ત્યારે મારા જેવાને તો અત્યંત ખેદજ થાય છે અને આર્યસંસ્કૃતિના ભાવિ વિષે ચિન્તા ઉત્પન્ન થાય છે માટે સોળથી પચીસ વર્ષ લગીના યુવકયુવતિઓના હાથમાં આવા ગ્રન્થો અવશ્ય મુકવા જોઈએ કે તેથી તેઓ થોડા શ્રમે આર્યોના ધાર્મિક સાહિત્ય વિષે સામાન્ય જ્ઞાન મેળવી શકે

આ ગ્રન્થ ધાર્મિક તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ તૈયાર કરેલો છે એકલી ધાર્મિક દૃષ્ટિએ તૈયાર થયેલા ગ્રન્થો ગુજરાતી ભાષામાં અનેક છે એકલી ઐતિહાસિક દૃષ્ટિએ તૈયાર થયેલા ગ્રન્થો ઘણાજ થોડા છે અને વળી એ ઉભય દૃષ્ટિનો સમન્વય કરીને તૈયાર થયેલા ગ્રન્થો તો આંગળીને વેઢેજ ગણી શકાય એટલા નિકળે એ સમન્વયથી લાભ એ છે કે જેમ યોગમાર્ગમાં ભસ્ત્રિકા પ્રાણાયામથી (ઈડા અને પિંગળા એ ઉભય નાડીઓથી વાયુ ખેંચી કરેલા પૂરકથી) સુષુમ્નાનો માર્ગ જલદી ખુલ્લો થાય છે તેમ જ્ઞાનમાર્ગમાં ઉપરોક્ત ઉભય દૃષ્ટિથી તૈયાર કરેલો ગ્રન્થ જ્ઞાનચક્ષુનું ઉન્મીલન જલદી કરે છે તે ધ્યેય સિદ્ધ કરવામાં આ લઘુ ગ્રન્થ વાચક અને વિસ્તારક અથવા મદદરૂપ થાય એજ કર્તાની મહત્ત્વાકાંક્ષા હોવી જોઈએ એમ માની શકાય અને તેના પુરસ્કર્તાની પણ એજ

છેવટે આ ગ્રન્થ તૈયાર કરવા માટે ઉપયોગી પુસ્તકો વખતોવખત વાંચવા આપવા માટે વડોદરાના ઓરીએન્ટલ ઈન્સ્ટીટ્યૂટના ડાઈરેક્ટર ડા. બિ ભટ્ટાચાર્યનો અને કેટલાક પારિભાષિક શબ્દો સમજાવવા માટે વિના સંકોચે પરિશ્રમ લીધા માટે પેટલાદની સંસ્કૃત પાઠશાળાના મુખ્ય અધ્યાપક શાસ્ત્રી અમૃતરામનો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું

જુનાગઢ<br>તા. ૧-૩-૩૫ } પ્રહ્લાદ ચન્દ્રશેખર દિવાનજી.

# અનુક્રમણિકા.

પ્રવેશક

**પ્રસ્થાનભેદ**

# પ્રવેશક.

જ્યારે કોઈ પણ જુનો ગ્રન્થ આપણા હાથમા આવી જાય છે ત્યારે સાધારણપણેજ આપણે એ જાણવાની ઇચ્છામા થાય છે કે તે કયા વિષયનો ગ્રન્થ છે, તેમા પ્રતિપાદિત કરેલો સિદ્ધાન્ત શો છે, તેનુ પ્રતિપાદન કેવી રીતે કર્યું છે, તે કરનાર કોણ હતો, તેનો જન્મ ક્યા થયો હતો, ક્યારે થયો હતો, જીવનનો મોટો ભાગ તેણે કયે સ્થળે ગાળ્યો હતો, તેની એ વિષય ચર્ચવાની યોગ્યતા કેટલી હતી વગેરે આ ગ્રન્થ પણ તેવોજ છે એટલે જે વાચકના હાથમા એ આવશે તેના મનમા ઉપલી ઇચ્છાઓ થશેજ એમ હુ ધારૂ છુ અને તેને તૃપ્ત કરવી એ ગ્રન્થના પુરસ્કર્તા તરીકે મારો ધર્મ સમજુ છુ તેથી તે પ્રશ્નોનો વિચાર કરીને તે વિષેના મારા નિર્ણયો વાચક આગળ રજુ કરવા પ્રવૃત્ત થાઉ છુ

## પ્રસ્થાનભેદ સ્વતન્ત્ર ગ્રન્થ છે કે કોઈ બીજાનો વિભાગ છે ?

પ્રથમ તો **પ્રસ્થાનભેદ** પોતે એક સ્વતન્ત્ર ગ્રન્થ છે કે કોઈ બીજા ગ્રન્થમા અન્તર્ભૂત હોઈ તેના વિભાગરૂપ છે એ પ્રશ્નનો થોડો વિચાર કરીએ જ્યારે એ ગ્રન્થ એકલોજ હાથમા લઇએ ત્યારે તો આ પ્રશ્નજ કેમ ઉપસ્થિત કરવામા આવ્યો હશે તેજ સમજવુ મુશ્કેલ લાગે એવુ છે કારણ કે તેનુ આરમ્ભનુ વાક્ય अथ सर्वेषां शास्त्राणां भगवत्येव तात्पर्यं साक्षात्परम्परया चेति समासेन तेषां प्रस्थानभेदोऽत्रोद्दिश्यते અને છેવટનુ વાક્ય इति सर्वमनवद्यम् એ જ્યારે જોઇએ છીએ ત્યારે તે એક સાદ્યન્ત ગ્રન્થ હોય લાગે એમ છે પરન્તુ જ્યારે વચ્ચેનુ એક વાક્ય एवमष्टादशविद्यास्त्रयी शब्देनोक्ता એ જ્યારે જોઇએ છીએ ત્યારે વિચાર આવે છે કે એ ત્રયી શબ્દ કોણે ક્યા વાપરીને તેથી અષ્ટાદશ વિદ્યાઓનો ઉલ્લેખ કર્યો છે એમ કહ્યુ છે અને એક સ્વતન્ત્ર ગ્રન્થમા એમ કહવાનુ કારણ શુ હોઈ શકે વળી ઉંડો વિચાર કરતા પ્રશ્ન ઉઠે છે કે એ અષ્ટાદશ વિદ્યામા જે ધર્મશાસ્ત્ર છે તેમા સાખ્ય, પાતઞ્જલ, પાશુપત અને વૈષ્ણવ એ મતોનો અન્તર્ભાવ થાય છે એમ કર્તાએ અગાઉ કહ્યુ હતુ તો તેના સિદ્ધાન્તોને બધી વિદ્યાના શાસ્ત્રો પુરા થઈ ગયા પછી જુદા કેમ ગણ્યા હશે. તેનો ખુલાસો ધર્મશાસ્ત્રમા શેનો શેનો અન્તર્ભાવ થાય છે તે કહ્યા પછી કર્તાએ પોતેજ કર્યો છે તે એવો છે કે સાઙ્ખ્યાદીના ધર્મશાસ્ત્ર-

न्तर्भावेऽपीह स्वशब्देनैव निर्देशान् पृथगेव सगनिर्वाच्या । તેમા इह શબ્દ શેને માટે વાપર્યો હશે તે જોઇએ એ શબ્દના નિર્ણય માટે જ્યારે આ કર્તાની **મહિમ્નસ્તોત્ર** ઉપરની ટીકા જોઇએ છીએ ત્યારે જણાય છે કે તે સ્તોત્રમા જે સાતમો શ્લોક છે તેમા ત્રયી શબ્દ આવે છે, તેમા સાખ્ય, યોગ, પશુપતિમત અને વૈષ્ણવમતનો પૃથગુલ્લેખ છે, તેમા प्रभिन्ने प्रस्थाने એ प्रस्थानभेद શબ્દનુ મળ પણ છે અને આખા શ્લોકનુ જે તાત્પર્ય છે તેજ **પ્રસ્થાનભેદ** આરભમા ઉપક્રમ રૂપે આપેલુ છે તેમજ વાક્ય અને છેવગના इति सर्वमनवद्यम् એટલા શબ્દો બાદ કરતા આખોય ગ્રન્થ તે શ્લોક ઉપરની ટીકામાથી મળી આવે છે આ પ્રમાણો એ ગ્રન્થ સ્વતન્ત્ર હોવાની વિરુદ્ધ છે તે અનુમાન ખરૂ હોય તો એમ બન્યુ હોવુ જોઇએ કે એનો ભાગ પાછળથી કોઇએ કાઢીને શરૂઆતનુ એક વાક્ય અને છેવટના ત્રણ શબ્દો ઉમેરીને તેને સ્વતન્ત્ર ગ્રન્થ તરીકે પ્રચલિત કર્યો હોય

હવે બીજી બાજુનો વિચાર કરીએ તો એક તો **મહિમ્નસ્તોત્ર**ના સાતમા શ્લોક ઉપરની ટીકા આખોય **પ્રસ્થાનભેદ** તેમાથી કાઢી લીધાથી કાઈ અપૂરી રહેતી નથી બીજુ એ સ્તોત્રના ૩૬ શ્લોકો પૈકી આ સાતમોજ એક એવો છે કે જેના ઉપરની ટીકા આટલા વિસ્તારવાળી છે નિર્ણયસાગરની પ્રતના ૧૨। પાના એણે રાક્યા છે જ્યારે બીજા કોઈ પણ શ્લો ઉપરની ટીકાના વિસ્તારે તે તે પ્રતના વધારેમા વધારે ૨–૨॥ પાના રાક્યા છે આ ઉપરથી એમ પણ અનુમાન થઈ શકે કે **મહિમ્નસ્તોત્ર** ઉપરની **પ્રસ્થાનભેદ** શિવાયની ટીકા મધુસૂદન સરસ્વતીએ પ્રથમ રચી હોય અને તેના સાતમા શ્લોક ઉપરથી સૂચેલો **પ્રસ્થાનભેદ** તેણેજ સ્વતન્ત્ર ગ્રન્થ તરીકે રચ્યો હોય અને પાછળથી કોઈ લહીઆએ તે બેમા વસ્તુસામ્ય જોઇને તેને ટીકામા ઘુસાડી દીધો હોય

આ બે પક્ષો પૈકી પહેલો મને વધારે બલવત્તર લાગે છે કારણ કે જો કે ઉપર જણાવ્યા પ્રમાણે આખો **પ્રસ્થાનભેદ** કાઢી લીધાથી ટીકા અપૂરી રહેતી નથી તોપણ તેમા સ્તોત્રના સાતમા શ્લોકના વ્યાખ્યાન શિવાય બીજુ કાઇજ નથી અને જે વિસ્તારને લગતી દલીલ છે તે ઉપર કાઈ ઝાઝુ વજન મુકી શકાય નહીં કારણ જે અર્થ મૂળ શ્લોકના એકાદ શબ્દ અગર વાક્યમાથી કાઢવાનો ટીકાકારનો આશય હોય તે જો તદન સ્પષ્ટજ હોય તો વિસ્તાર ઓછો થાય અને ગૂઢ હોય તો તે વિશેષ થાય માટે આ સ્વતન્ત્ર ગ્રન્થ નથી પરંતુ

ઉપરોક્ત ટીકામાથી કોઇએ ઉપજાવી કાઢેલો ગ્રન્થ છે એમ માનીનેજ હુ ચાલુ છુ.

## કોઇ પણ ગ્રન્થના મૂલ્યાંકન માટે તપાસવા યોગ્ય બાબતો.

આ નિર્ણય ઉપર આવ્યાથી ગ્રન્થની મૂલ્યવત્તામા કાઇ ફેર પડતો નથી કારણ કે તે માટે તો તેમા ચર્ચેલા વિષયની મહત્તા, તેણેથી પ્રતિપાદન કરવા ધારેલો સિદ્ધાન્ત, તેનુ પ્રતિપાદન કરવાની શૈલી અને તે માટે વાપરેલી ભાષાનો પ્રકાર એ બાબતોનો વિચાર કરવાનો હોય છે ઉદાહરણાર્થ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, મહાભારત** નામના એક અતિ વિશાળ મહાસાગરરૂપી ગ્રન્થમાના, સમુદ્રરૂપી ભીષ્મપર્વમાના, અખાત જેવો ગ્રન્થ છે તે છતા તેને હિન્દુધર્મના દરેક સમ્પ્રદાયના આચાર્યે પ્રમાણભૂત ગ્રન્થ ગણ્યો છે અને તેને લીધે તેને પુરાતન પ્રણાલિ પ્રમાણે ચાલનારા સર્વ હિન્દુ લોકો પ્રમાણભૂત માને છે અને તેનો અભ્યાસ કરી તેના ઉપદેશને કૃતિમા ઉતારે છે એટલુજ નહીં પરતુ આધુનિક પ્રણાલિ પ્રમાણે ચાલનારા સુશિક્ષિત વિદ્વાનો પણ તેને હિન્દુધર્મનો સર્વોત્કૃષ્ટ ગ્રન્થ માને છે અને તે તેમા રહેલા ઉપદેશને અનુસરીને પોતાનુ જીવન ઘડે છે અને વળી ઇતર ધર્મના અનુયાયિઓ પૈકી પણ જે વિશાળ દૃષ્ટિવાળા છે અને જ્ઞાને સત્યાન્વેષણમા ગુથાયલા છે તેઓ પણ તેને જગતના ધાર્મિક સાહિત્યના એક ઉત્તમ નમુનારૂપ ગણે છે તેના કારણો તેમા ચર્ચેલો, વ્યવહાર અને પરમાર્થના પરસ્પર સમ્બન્ધનો સર્વોપયોગી વિષય તેમા પ્રતિપાદિત કરેલો વ્યવહાર અને પરમાર્થના સમન્વય રૂપી સિદ્ધાન્ત અનેક દૃષ્ટિબિન્દુથી તેનુ પ્રતિપાદન કરવાની શૈલી, અને તે કરવા માટે વાપરેલી સાદી છતા અર્થગામ્ભીર્યયુક્ત ઉપદેશપર છતા શબ્દમાધુર્યયુક્ત, વિવેચનાત્મક છતા સચોટ અને પારિભાષિક શબ્દોથી ભરપૂર છતા સસ્કૃતનુ સામાન્ય જ્ઞાન ધરાવનારને પણ સુગમ્ય એવી તેની ભાષા એ છે માટે તે દૃષ્ટિથી આપણે આ ગ્રન્થને તપાસીએ

## તદન્તર્ગત વિષય અને સિદ્ધાન્ત.

પ્રથમ દર્શને તો આ ગ્રન્થમા વૈદિક અને સ્માર્ત સાહિત્યના મુખ્ય મુખ્ય ગ્રન્થો, તે તે ગ્રન્થો કોણે કોણે રચેલા છે, તેમા કયા કયા વિષયો ચર્ચ્યા છે, તે કેવી રીતે ચર્ચ્યા છે અને તે કરવાના કર્તાના મતે શા શા પ્રયોજનો હતા તે વિષે વિવેચન જોવામા આવે છે છતા જ્યારે તેના ઉપક્રમ એટલે આરભ અને ઉપસહાર એટલે અન્તનો વિચાર કરીએ છીએ ત્યારે

એમ લાગે છે કે એ તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ છે અને ઉપરોક્ત વિષયની ચર્ચા તેમાં કરવાનું પ્રયોજન એ છે કે પ્રત્યેક પ્રસ્થાન ગ્રન્થના પ્રયોજનનો વિચાર કરીને એમ ઠરાવવું કે જેમ બધી નદીઓના મુખ સીધી અથવા આડકતરી રીતે સમુદ્રમાં હોય છે તેમ બધા શાસ્ત્રોનું પ્રયોજન સીધી અથવા આડકતરી રીતે પરમાત્મા વિષે બોધ આપવાનું છે.

હવે એ તો જાણીતી વાત છે કે આસ્તિકમતવાળાના પણ બધા શાસ્ત્રો એકજ જાતનું તત્ત્વજ્ઞાન ઉપદેશે છે એમ નથી. ઉદાહરણાર્થ સાંખ્ય શાસ્ત્ર પ્રમાણે અંતિમ તત્ત્વો બે છે, પુરૂષ અને પ્રકૃતિ અને પ્રકૃતિમાંથી બીજા ત્રેવીસ તત્ત્વો ઉદ્ભવતાં એકંદર પચીસ તત્ત્વો થાય છે અને તેમાંથી ભૌતિક સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. યોગશાસ્ત્રમાં તેમાં ઇશ્વર નામનું છવીસમું તત્ત્વ ઉમેરેલું છે. ન્યાયશાસ્ત્રમાં સોળ અને વૈશેષિકમાં સાત અંતિમ તત્ત્વો માન્યા છે. વેદાન્તમાં માત્ર બ્રહ્મને એકનેજ જગતની ઉત્પત્તિનું ઉપાદાન અને નિમિત્ત કારણ માન્યું છે. તે છતાં બધા શાસ્ત્રોનું તાત્પર્ય એક છે એમ કેમ માની શકાય એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠે એમ છે. તેનો ઉત્તર કર્તાએ એ આપ્યો છે કે બધા ભેદોનો સમન્વય કરીને માત્ર ત્રણ ભેદમાં તેમને સમાવી શકાય, તે ત્રણ પૈકી એક આરંભવાદ છે, જે પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર મહાભૂતોના પરમાણુઓમાંથી દ્વયણુક, ત્ર્યણુક, વગેરે ક્રમથી બ્રહ્માંડપર્યંતની ઉત્પત્તિ થયલી માનવી એવો મત છે, બીજો પરિણામવાદ જે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોના વૈષમ્યથી સૃષ્ટિ ઉત્પન્ન થયલી છે એવો છે અને ત્રીજો વિવર્તવાદ જે સ્વપ્રકાશ પરમાનન્દ અદ્વિતીય બ્રહ્મજ માયાને લીધે જગતરૂપે ભાસે છે એવો છે. આમાંથી પ્રથમ પક્ષ ન્યાય, વૈશેષિક અને મીમાંસાના અનુયાયિઓનો, બીજો સાંખ્ય, યોગ, પાશુપત અને વૈષ્ણવ મતવાદીઓનો અને ત્રીજો બ્રહ્મવાદીઓ યાને વેદાન્તીઓનો છે. તે ત્રણમાંથી પહેલા બે પક્ષોનું પ્રતિપાદન કરનારા ઋષિઓ પોતે તો વિવર્તવાદનેજ માનનારા હતા કારણ કે તેઓ સર્વજ્ઞ હતા પરન્તુ જે મનુષ્યો બાહ્ય વિષયમાં લપટાયલા હોય તેમનો વિવર્તવાદમાં એકદમ પ્રવેશ થવો અશક્ય છે તેથી જો આવા દર્શનો ન હોય તો તેઓ નાસ્તિકમત સ્વીકારતા થઈ જાય તે અનિષ્ટ દૂર કરવાસારૂ તે ઋષિઓએ એ પક્ષોનું પ્રતિપાદન કરનારા દર્શનો રચ્યા હતા એ સિદ્ધાન્તનું આ ગ્રન્થમાં પ્રતિપાદન કરેલું છે. આ ઉપરથી મધુસૂદન સરસ્વતી વેદાન્તને મહત્ત્વ આપે છે એ સ્પષ્ટ છે.

વળી એ પણ જાણીતી વાત છે કે વેદાન્તદર્શનમાં પણ કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત, શુદ્ધાદ્વૈત અને દ્વૈત એવા પાંચ પેટાભેદો છે. તે બધા કર્તાએ આ ગ્રન્થમાં સ્પષ્ટ જણાવ્યા નથી પરંતુ એને પોતાને શ્રીમચ્છંકરાચાર્યના કેવલાદ્વૈત મત માટે આગ્રહ હતો એમ શારીરકમીમાંસા એટલે વેદાન્ત-સૂત્રમાંના વિષયનું પર્યાલોચન કર્યા પછી इदमेव सर्वशास्त्राणां मूर्धन्यम् शास्त्रान्तरं सर्वमस्यैव शेषभूतमितीदमेव मुमुक्षुभिरादरणीयं श्रीशङ्करभगवत्पादोक्तप्रकारेणेति रहस्यम् એ પ્રમાણે ખુલ્લે ખુલ્લું કહ્યું છે તે ઉપરથી જણાઈ આવે છે.

આ ઉપરથી એમ નિર્ણય ઉપર આવી શકાય છે કે મધુસૂદન સરસ્વતીએ બધાં આસ્તિકમતના શાસ્ત્રોમાના વિષય, તેમનુ પ્રયોજન, તેમનો પરસ્પર સબધ અને તેમાં રહેલુ તાત્પર્ય એ બધાનો વિચાર કરીને એ સિદ્ધાન્ત સ્થાપિત કર્યો છે કે સર્વ શાસ્ત્રોનો શિરોભાગ વેદાન્તશાસ્ત્ર છે અને તેનુ ખરૂં રહસ્ય શ્રીશંકરાચાર્યે પોતાના શારીરક ભાષ્યમાં સમજાવ્યુ છે તે છે.

## પ્રતિપાદન શૈલી તથા ભાષા.

આ ગ્રન્થ આદિથી અન્તસુધી ગદ્યમાંજ રચાયલો છે શિવાય કે તેમાં આરંભમાં એકજ શ્લોક વિદ્યા અને ધર્મના ચૌદ સ્થાનો બાબતનો આવે છે પરંતુ તે કર્તાનો પોતાનો રચેલો નહીં પરંતુ તે બીજા કોઇનો રચેલો લાગે છે.

સંસ્કૃત ગદ્ય સાદુ અને સરળ પણ હોય છે અને ક્લિષ્ટ અને આડંબરયુક્ત પણ હોય છે. પહેલામાં કર્તાનો હેતુ જેમ બને તેમ પોતાનો આશય વાંચનારને ઝટ સમજાઈ જાય એ હોય છે અને બીજામાં તેનો હેતુ પોતાની વિદ્વત્તા ગમે તેમ કરીને ગ્રન્થમા ઠાલવવાનો હોય છે. આ બે પૈકી આ ગ્રન્થમાંનુ ગદ્ય પહેલા પ્રકારનુ છે. કારણ કે તેમાં વાક્યો ટુકાં ટુકાં છે, સમાસો બહુજ થોડા છે અને જે છે તે પણ બહુ લાંબા નહીં, અને શબ્દો પણ, પારિભાષિક શબ્દો જે ન છૂટકે વાપરવા પડે તે બાદ કરીએ તો, સંસ્કૃતનું સાધારણ જ્ઞાન ધરાવનારને સમજી શકાય એવા સામાન્ય વપરાસના છે. તેમજ ગ્રન્થ એક-સામટો વાંચતાં લાગે છે કે એમાં વપરાયલી ભાષા જુસ્સાદાર, સ્પષ્ટ અને મીઠાશવાળી છે. તેથી એ વાંચવો ગમે એવો છે. ટુંકમાં સંસ્કૃતમાં જેને ગૌડી કહે છે તે રીતિમાં નહીં પરંતુ જેને વૈદર્ભિ કહે

છે તે રીતિમાં રચાયલો આ ગ્રન્થ છે અને તેથી તે સામાન્ય જનતાને પણ આદરણીય છે.

## એનો કર્તા કોણ ?

આ ગ્રન્થની સ્વતન્ત્ર પ્રતોમા એને મધુસૂદન સરસ્વતી નામના કોઇ પુરૂષનો રચેલો જણાવેલો છે. એ નામજ એવુ છે કે તે પુરૂષ ચતુર્થાશ્રમી એટલે સન્યાસી હોવો જોઇએ એટલુ અનુમાન તે ઉપરથી કાઢી શકાય છે. અને ગ્રન્થમાના વિષય અને સિદ્ધાન્ત વિષેની ચર્ચા કરતા ઉપર કહ્યુ છે તેમ એ કર્તા શકરમતાનુયાયિ કેવલાદ્વૈત વેદાન્તી હોવો જોઇએ એવુ અનુમાન તેમાના લખાણ ઉપરથી કાઢી શકાય એમ છે. પરન્તુ તે શિવાય તે પ્રતોમાથી બીજી કાઇજ માહિતી મળી શકતી નથી.

## અનેક મધુસૂદનો.

આ ઉપરથી આપણે એટલુ નક્કી કરી શકીએ છીએ કે આપણા ગ્રન્થનો કર્તા જે મધુસૂદનોના નામની પછાડે 'સરસ્વતી' એ સજ્ઞા નથી આવતી તે બધાથી જુદો હતો. **સિદ્ધાન્તબિન્દુ** નામના ગ્રન્થની મહામહોપાધ્યાય અભ્યકર શાસ્ત્રીની નૂતન ટીકા સાથેની જે પ્રત ગવર્મેંટ ઓરીએન્ટલ સિરિઝ, ક્લાસ એ, ન ૨ તરીકે બ્હાર પડી છે તેના ઉપોદ્ઘાતમા મધુસૂદન નામના ૨૫ માણસોએ રચેલા સસ્કૃત ગ્રન્થો મળી આવે છે એમ જણાવેલુ છે પણ તેમના નામો તેમા આપેલા નથી પરતુ તે પૈકી ૧૬ ના નામો ઑફ્રેટના કેટેલોગસ કેટેલેગોરમમાથી મળી આવે છે. તે પૈકી ૧૫ કરતા આપણો કર્તા જુદો હતો તેથી આપણે તેમને વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર નથી. પરતુ જે એક ૧૬ મા મધુસૂદનનુ નામ આવે છે અને જેના નામ પછાડે 'સરસ્વતી' એ સજ્ઞા છે તેની જોડે આપણો સબધ છે. તેના નામ નીચે તે કેટેલોગમાં ૨૧ ગ્રન્થોના નામો લખીને તે વિષે થોડી થોડી માહિતી આપેલી છે. પરતુ મહા૦ અભ્યકર શાસ્ત્રી તો કહે છે કે મધુસૂદન સરસ્વતી નામના પણ પાચ ગ્રન્થકર્તાઓ થઈ ગયા છે માટે તે પાચ પૈકી આપણો કર્તા કોણ તે નક્કી કરવાની જરૂર છે.

## અનેક મધુસૂદન સરસ્વતીઓ.

ઑફ્રેટના કેટેલોગમા જે ૨૧ ગ્રન્થોનાં નામ મધુસૂદન સરસ્વતીના નામ

નીચે આપ્યાં છે તે આ છે.— (૧) અદ્વૈતબ્રહ્મસિદ્ધિ, (૨) અદ્વૈતરત્નરક્ષણ, (૩) આત્મબોધ–ટીકા, (૪) આનન્દમન્દાકિની, (૫) ઋગ્વેદ–જટાઘટવિકૃતિ–વિવરણ, (૬) કૃષ્ણકુતૂહલ–નાટક, (૭) પ્રસ્થાનભેદ, (૮) ભક્તિસામાન્યનિરૂપણ, (૯) ભગવદ્ગીતા–ગૂઢાર્થદીપિકા, (૧૦) ભગવદ્ભક્તિરસાયન, (૧૧) ભાગવતપુરાણ પ્રથમ-શ્લોક–વ્યાખ્યા, (૧૨) ભાગવતપુરાણાદ્યશ્લોકત્રય–વ્યાખ્યા, (૧૩) મહિમ્નસ્તોત્ર-ટીકા, (૧૪) રાજ્ઞા પ્રતિબોધ, (૧૫) વેદસ્તુતિ–ટીકા, (૧૬) વેદાન્તકલ્પલતિકા, (૧૭) શાણ્ડિલ્યસૂત્ર–ટીકા, (૧૮) શાસ્ત્રસિદ્ધાન્તલેશ–ટીકા, (૧૯) સંક્ષેપશારીરક–સાર-સંગ્રહ, (૨૦) સર્વવિદ્યાસિદ્ધાન્તવર્ણન (? પ્રસ્થાનભેદ) અને (૨૧) હરિલીલા-વ્યાખ્યા

હરિલીલા–વ્યાખ્યા કલકત્તાથી બંગાલના બે શાસ્ત્રીઓએ લખેલા ઉપોદ્ઘાત સહિત પ્રસિદ્ધ થયલી છે તેના ઉપોદ્ઘાતમાં પણ મધુસૂદન સરસ્વતીના ગ્રન્થોની યાદી છે, તે લગભગ ઉપરના જેવીજ છે માત્ર એટલો ફરક છે કે (૧) (અ) તેમાંથી ભક્તિસામાન્યનિરૂપણ કાઢી નાખેલો છે તેનું કારણ એ છે કે એ તો ભગવદ્ભક્તિરસાયનના પ્રથમ ઉલ્લાસનું નામ છે અને તે ગ્રન્થ આખો આ કર્તાનો જણાવેલો છે, (આ) વળી તે યાદીમાંથી ભાગવતપુરાણાદ્યશ્લોકત્રય-વ્યાખ્યાનું નામ પણ કાઢી નાખેલું છે તેનું પણ કારણ ચોખ્ખુંજ છે અને તે એ કે એક ને એક કર્તા એક ને એક પુસ્તકના પહેલા શ્લોક ઉપર વ્યાખ્યા લખે અને પહેલા ત્રણ ઉપર જુદી લખે એ બને નહીં માટે બેમાંથી એકજ તેણે કરેલી હોવી જોઇએ અને તે વિદ્વાન શાસ્ત્રીઓના મતે તેણે પ્રથમ શ્લોક ઉપરજ વ્યાખ્યા લખેલી હતી, (ઇ) તેમાંથી સર્વવિદ્યાસિદ્ધાન્તવર્ણનનું નામ પણ વગેરેલું છે તેનું કારણ એ છે કે ઑફ્રેટને પણ એમ લાગેલું જણાય છે કે એ પ્રસ્થાનભેદનું બીજું નામ છે, (૨) (અ) અને તેમાં ભગવદ્ગીતા–ગૂઢાર્થ-દીપિકાને બદલે સુબોધિની એ નામની વ્યાખ્યા આ કર્તાની જણાવેલી છે. તે ખોટું છે કારણ કે સુબોધિની એ નામ તો શ્રીધરની ભગવદ્ગીતા ઉપરની ટીકાનું છે મધુસૂદન સરસ્વતીની તે ગ્રન્થ ઉપરની ટીકા જે પુણાના આનન્દાશ્રમ પ્રેસ તરફથી તથા નેટીવ પ્રેસ તરફથી પ્રસિધ્ધ થયલી છે તેનું નામ ગૂઢાર્થદીપિકાજ છે, (આ) તથા અદ્વૈતબ્રહ્મસિધ્ધિને બદલે તેમાં અદ્વૈતસિધ્ધિ એવું નામ છે તે વાસ્તવિક છે કારણ અદ્વૈતબ્રહ્મસિધ્ધિ એ તો સદાનન્દ યતિ નામના સન્યાસીએ રચેલો એક જુદો ગ્રન્થ છે અને મધુસૂદને પોતેજ પોતાના

બીજા ગ્રન્થોમાં[1] તેને અદ્વૈતસિદ્ધિ એજ નામથી ઓળખાવ્યો છે. વેદાન્તકલ્પલતિકાનો ઉપોદ્ઘાત લખનારે ઑફ્રેની યાદીજ ઉતારી લીધેલી લાગે છે અને ચોખંબા સરકૃત સિરિઝમાંના સિધ્ધાન્તબિન્દુનો ઉપોદ્ઘાત લખનારે તેમાંથીજ ઉતારો કીધેલો લાગે છે. અને ૧૯૨૧માં મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રીએ ઈશ્વરપ્રતિપત્તિપ્રકાશ એ નામનો ગ્રન્થ પ્રસિધ્ધ કીધો હતો અને તે મધુસૂદન-સરસ્વતીનો છે એમ વિધાન કીધું હતું. છેવટે ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝ નં. ૬૪ જે બિન્દુસંદીપન સહિત સિધ્ધાન્તબિન્દુ છે તેના ઉપોદ્ઘાતમાં આ લેખકે ઉપરના ગ્રન્થોમાંથી શક્ય તેટલા ગ્રન્થોનો અભ્યાસ કરીને નક્કી કર્યું હતું કે (૧) સિધ્ધાન્તબિન્દુ, (૨) અદ્વૈતસિધ્ધિ, (૩) અદ્વૈતરત્નરક્ષણ, (૪) વેદાન્તકલ્પલતિકા, (૫) સંક્ષેપશારીરક–સારસંગ્રહ, (૬) ગૂઢાર્થદીપિકા, (૭) ભગવદ્ભક્તિ-રસાયન, (૮) ભાગવતપ્રથમશ્લોક–વ્યાખ્યા, (૯) પ્રસ્થાનભેદ સહિત મહિમ્ન-સ્તોત્ર–ટીકા અને (૧૦) ઈશ્વરપ્રતિપત્તિપ્રકાશ એટલા ગ્રન્થો એકજ કર્તાના રચેલા છે, (૧) હરિલીલા–વ્યાખ્યા, (૨) આનન્દમન્દાકિની અને (૩) આત્મબોધ-ટીકા, એ ત્રણ જો કે મધુસૂદન સરસ્વતી નામના સન્યાસીએ રચેલા છે પણ તો પણ ઉપરોક્ત ૧૦ ગ્રન્થોના કર્તાએજ એ રચેલા કે કેમ તે હાલ મળી આવતાં સાધનો ઉપરથી નક્કી થઈ શકે એમ નથી, (૧) રાજ્ઞા પ્રતિબોધ., (૨) કૃષ્ણકુતૂહલ–નાટક તથા (૩) અષ્ટવિકૃતિ-વિવરણ અગર વિકૃતિ એ તેજ કર્તાના રચેલા નથી એમ ચોક્કસ કહી શકાય છે તથા (૧) વેદ–સ્તુતિ, (૨) શાંડિલ્યસૂત્ર–ટીકા તથા (૩) શાસ્ત્રસિધ્ધાન્તલેશ–ટીકા એ ગ્રન્થો મધુસૂદન સરસ્વતી નામના માણસે રચ્યા છે કે કેમ તે પણ શકાયુક્ત છે. એ નિર્ણયો જે કારણો ઉપર આધાર રાખીને કરેલા છે તે સંક્ષિપ્તપણે જણાવું છું.

### મધુસૂદન સરસ્વતીના નામથી પ્રચલિત ગ્રન્થોનો પરસ્પર સબંધ.

ઉપર જણાવ્યું છે કે પ્રસ્થાનભેદનો મહિમ્નસ્તોત્રના ૭ મા શ્લોક ઉપરની ટીકામાં અન્તર્ભાવ થાય છે. તેથી તેજ મુખ્ય ગ્રન્થ છે એમ ગણાય. તેના સમાપ્તિલેખમાંથી જે વિશેષ માહિતી મળી આવે છે તે એ છે કે તેમાં કર્તાએ પોતાને—શ્રીમત્પરમહંસશ્રીમદ્વિશ્વેશ્વરસરસ્વતીચરણારવિન્દમધુપ—એટલે કે

---

1 અદ્વૈતરત્નરક્ષણ (નિ. સા. પ્રે.) પા. ૨૬, ૮૮; ગૂઢાર્થદીપિકા (વેદિક પ્રેસ) પા. ૧૬, ૧૮.

શ્રીમદ્વિશ્વેશ્વર સરસ્વતી નામના એક પરમહંસની જાતિના મહાત્માના ચરણકમળનો આશ્રય લેનાર ભ્રમર—તરીકે અને સાદી અલમગ્ઢીન ભાષામા કહીએ તો તેમના શિષ્ય તરીકે ઓળખાવ્યો છે. વળી તે સ્તોત્રના ૨૬ મા તથા ૨૭ મા શ્લોકો ઉપરની ટીકામા તેણે અનુક્રમે કેવલાદ્વૈતની સિધ્ધિ માટેની યુક્તિઓ અને શબ્દથી અપરોક્ષ, નિર્વિકલ્પ બોધ કેવી રીતે પ્રાપ્ત થાય છે તે વિષેનો ખુલાસો વેદાન્તકલ્પલતિકા નામના ગ્રન્થમાથી જોઈ લેવાનુ લખ્યુ છે.[1] છેલ્લુ એકદર ટીકા જોતા સ્પષ્ટ જણાઈ આવે છે કે એનો કર્તા શંકરમતાનુયાયિ કેવલાદ્વૈત વેદાન્તી હોવો જોઇએ કારણ કે ભક્તિમાર્ગના ગ્રન્થ ઉપર એણે કેવલાદ્વૈત સિધ્ધાન્તને અનુસરીને ટીકા કરેલી છે આ જાતનુ વલણ ભક્તિરસાયન નામના મધુસૂદન સરસ્વતીના બીજા ગ્રન્થમા પણ ખુલ્લે ખુલ્લુ દેખાય છે. વળી ઉપર જે વેદાન્તકલ્પલતિકા નામનો ગ્રન્થ જણાવ્યો છે તે વિષે ઉલ્લેખ અદ્વૈતસિધ્ધિમા ૬ વખત,[2] અદ્વૈતરત્નરક્ષણમા ૧ વખત,[3] સિધ્ધાન્તબિન્દુમા બે વખત,[4] અને ભક્તિરસાયનમા ૧ વખત[5] થયેલો જોવામા આવે છે. વળી અદ્વૈતસિધ્ધિના આરભના ત્રણ શ્લોકોપૈકી બીજામા તેના કર્તા મધુસૂદન સરસ્વતીએ શ્રીરામ, વિશ્વેશ્વર અને માધવ એમ ત્રણેને પોતાના ગુરુ તરીકે જણાવેલા છે અને તેના ચારે પરિચ્છેદની સમાપ્તિ કરતા શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી વિશ્વેશ્વર સરસ્વતીના શ્રી ચરણના શિષ્ય તરીકે પોતાને ઓળખાવ્યા છે અને ત્રીજાને અન્તે તેજ ગુરુનો ગ્રન્થને દોષરહિત અને ગુણયુક્ત બનાવી શકવા માટે અને છેવટના નવ શ્લોકોપૈકી બીજામા માધવ સરસ્વતીનો શાસ્ત્રના અર્થ બેસાડવામા પારગત કરવા માટે આભાર માન્યો છે. તેમ ઉપર જણાવેલા સિધ્ધાન્તબિન્દુનો, તેના પ્રથમ પરિચ્છેદમા ૫ વખત

૧ મહિમ્નસ્તોત્ર, (નિ. સા પ્રે ) પા ૫૪, ૫૭

૨ અદ્વૈતસિદ્ધિ (ગુજરાતી પ્રેસ) પા ૩૯૭, ૩૯૨, ૪૧૧, ૬૩૪, ૬૯૭, ૯૮૫.

૩ અદ્વૈતરત્નરક્ષણ (નિ સા. પ્રે ) પા ૪૪

૪ સિધ્ધાન્તબિન્દુ (ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝ ન ૬૪) પા. ૭૧, ૭૬.

૫ ભક્તિરસાયન (અચ્યુત ગ્રન્થમાળા ન ૨ ) પા ૨૪.

અને ચતુર્થમા ૧ વખત[1] અને વેદાન્તકલ્પલતિકાનો ૬ વખત[2] ઉલ્લેખ થયનો જણાય છે અદ્વૈતરત્નરક્ષણના છેલ્લા શ્લોકમા પણ શ્રીવિશ્વેશ્વર સરસ્વતીને ગુરુ તરીકે પ્રણમ્યા છે અને તેના સમાપ્તિલેખમા પણ પોતાને તેના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે તેમ અદ્વૈતસિદ્ધિનો તેમા ૬ વખત[3] ઉલ્લેખ છે, વેદાન્તકલ્પલતિ ને પોતાના ગ્રન્થ તરીકે સ્મરેલો છે[4] અને એજ કર્તાની સક્ષેપશારીરક ઉપરની સારસગ્રહ નામની ટીકાનો ગૂઢ ઉલ્લેખ એ ગ્રન્થને ૪૫ મે પાને છે વળી તે ટીકાના ચાર અધ્યાયોના સમાપ્તિલેખોમા પણ શ્રીવિશ્વેશ્વર સરસ્વતીના શિષ્ય તરીકે પોતાને ઓળખાવ્યા છે, તેના આરભના બીજા શ્લોકની પ્રથમ પન્તિમા ઉપના ત્રણે ગુરુઓ વિષે ઉલ્લેખ છે, મધુસૂદન સરસ્વતીની શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપરની ગૂઢાર્થદીપિકા નામની ટીકાના દરેક અધ્યાયના સમાપ્તિલેખમા તેણે પોતાને એજ ગુરુના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે અને તેની છેવટે જે પાચ શ્લોકો છે તેમાના છેલ્લામા ઉપરોક્ત ત્રણે ગુરુઓને નમન કરેલુ છે તેમ ભ ગી ૭ ૧૬ તથા ૧૮ ૬૬ ઉપરની ટીકામા ભક્તિરસાયન નામના પોતાના ગ્રન્થ વિષે ઉલ્લેખ કરેલો જણાય છે અને અદ્વૈતસિદ્ધિના કર્તાએ આ ગૂઢાર્થદીપિકાને પોતાના ગ્રન્થ તરીકે ઓળખાવ્યો છે[5] તેમ ભક્તિરસાયનના દરેક ઉલ્લાસને છેડે જે સમાપ્તિલેખ છે તેમા તે ગ્રન્થ શ્રી પરમહસ પરિવ્રાજકાચાર્ય શ્રી મધુસૂદન સરસ્વતીએ રચેલો છે એમ સ્પષ્ટ વિધાન છે અને તેના પ્રથમ ઉલ્લાસની ૧૯ મી તથા ૨૩ મી કારિકાઓ નીચેની ટીકા જે એ ગ્રન્થકારની પોતાની જ બનાવેલી છે તેમા અનુક્રમે વેદાન્તકલ્પલતિકા તથા સિદ્ધાન્તબિન્દુ નામના પોતાના ગ્રન્થમાથી વિસ્તાર જોઈ લેવાની ભલામણ છે[6] વળી શ્રીમદ્ભાગવત પુરાણના પ્રથમ શ્લોક ઉપરની મધુસૂદન સરસ્વતીની ટીકા છે તેમા એવુ લખાણુ છે કે ભક્તિરસના ભિન્ન ભિન્ન પ્રસગોનુ વર્ણન અમે એ ભક્તિરસાયનમા કર્યુ છે છેવટે ઈશ્વરપ્રતિપત્તિપ્રકાશમા જો કે કર્તાએ પોતાના ઉપરોક્ત કોઈ પણ

---

૧ ગુજરાતી પ્રેસની પ્રત પા ૩૪૭, ૪૧૧ ૪૩૦, ૪૬૪, ૪૮૮, ૮૮૫
૨ તેજ પ્રત પા ૩૮૭, ૩૯૨, ૪૨૨, ૬૩૪, ૬૮૭, ૮૮૫
૩ નિર્ણયસાગર પ્રેસની પ્રત પા ૮, ૨૪, ૨૬, ૨૮, ૩૭, ૪૪
૪ તેજ પ્રત પા ૪૪
૫ ગુજરાતી પ્રેસની પ્રત પા ૭૪૪
૬ અચ્યુત ગ્રન્થમાળા ન ૨ પા. ૨૪, ૨૬

ગ્રંથનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી છતા તેને સિદ્ધાન્તબિન્દુ મહિમ્નસ્તોત્ર-ટીકા તથા ભાગવતપ્રથમશ્લોક-વ્યાખ્યા સાથે સરખાવતા એમ ચોક્કસ કહી શકાય છે કે આ મધુસૂદન સરસ્વતીનો રચેલો ગ્રન્થ હોવો જોઇએ

હવે હરિલીલા નામનો શ્રી વોપદેવ વિરચિત ભાગવત પુરાણની અનુક્રમણિકારૂપ ગ્રંથ છે તે ઉપર મધુસૂદન સરસ્વતી નામના સન્યાસીએ રચેલી ટીકા છે તેમા ઉપરના ૧૦ ગ્રન્થો પૈકી એકે ગ્રન્થનો ઉલ્લેખ નથી તેમ તે ગ્રંથોમા એનો પણ ઉલ્લેખ નથી એટલે તે મધુસૂદન સરસ્વતી અદ્વૈતસિદ્ધિ-વાળાજ કે કોઈ બીજે તે ચોક્કસ કહી શકાય એમ નથી અભ્યકર શાસ્ત્રી એમ કહે છે કે તે કોઇ બીજો મધુસૂદન સરસ્વતી છે પરતુ તેમ ચોક્કસ માનવા માટે પણ કારણોની જરૂર છે તે તેણે આપ્યા નથી આનન્દમન્દાકિની નામનુ શાર્દુલવિક્રીડિત છન્દમા લખેલા ઉત્તમ કવિત્વ શક્તિના નમુનારૂપ ૧૦૨ શ્લોકનુ સ્તોત્ર છે તેમાના છેલ્લામા તે મધુસૂદને રચેલુ છે એવો ઉલ્લેખ છે. તેમ તેના સમાપ્તિલેખમા તે ગ્રન્થ શ્રીનન્દનન્દન શ્રીમધુસૂદન સરસ્વતીએ રચ્યાનો ઉલ્લેખ છે પરતુ ઉપર જણાવેલા અદ્વૈતસિદ્ધિ સિદ્ધાન્તબિન્દુ મહિમ્નસ્તોત્ર-ટીકા વગેરે ૧૦ ગ્રથો પૈકી કોઈ ગ્રન્થનો તેમા પણ ઉલ્લેખ નથી. અભ્યકર શાસ્ત્રી કહે છે કે આનન્દમન્દાકિની કૃષ્ણકુતૂહલ નાટક કેટલાક બીજા ગ્રંથો હરિલીલા અને વેદસ્તુતિ ઉપરની ટીકા એ બધા ગ્રંથો અદ્વૈતસિદ્ધિ વગેરેના કર્તાથી ભિન્ન એ મધુસૂદન સરસ્વતીના ગ્રંથો છે પરતુ તેમ માનવાના કારણો તેમણે જણાવ્યા નથી અને ભિન્ન કૃષ્ણકુતૂહલ નાટક લખનાર મધુસૂદન સરસ્વતી અને આનન્દમન્દાકિની તથા વેદસ્તુતિ-ટીકા રચનાર મધુસૂદન સરસ્વતી એ બે એક હોવા શક્ય નથી કારણ કે કૃષ્ણકુતૂહલ નાટકમા તો કર્તા પોતાને અરુન્ધતિ અને શાડિલ્ય ગોત્રના નારાયણના પુત્ર અને કૃષ્ણ સરસ્વતીના શિષ્ય તરીકે ઓળખાવે છે અને ઉપરોક્ત બે ગ્રંથોમા તો તેવી કોઈ માહિતી નથી તેમ બીજા કોઈ ગ્રંથોના નામો પણ તેમા આવતા નથી આત્મબોધ-ટીકા હજી મારા જાણ્યાપ્રમાણે પ્રસિદ્ધ થઈ નથી પરતુ ડૉ રાજેન્દ્રલાલ મિત્રના **નોટિસિસ ઑફ સસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટસમા** ન ૧૬૭૭ નો લેખ આ ગ્રન્થનો હોય એમ લાગે છે તેનો સમાપ્તિલેખ જોતા લાગે છે કે એ મધુસૂદન સરસ્વતી નામના કોઈ સન્યાસીએ રચેલો હશે પરતુ અદ્વૈતસિદ્ધિ, મહિમ્નસ્તોત્ર-ટીકા સિદ્ધાન્તબિન્દુ વગેરેના કર્તા તેજ આનો પણ કર્તા હશે

એમ જે અભ્યંકર શાસ્ત્રી કારણ આપ્યા વગર કહે છે તે સયુક્તિક લાગતુ નથી.

વેદસ્તુતિ, શાડિલ્યસૂત્ર-ટીકા અને સિધ્ધાન્તલેશ-ટીકા એ ગ્રન્થો વિષે ઉપરોક્ત ૧૦ ગ્રન્થો પૈકી એકમા પણ ઉલ્લેખ નથી. તેમ મધુસૂદન સરસ્વતીએ રચેલા એવા કોઈ ગ્રન્થો પ્રસિધ્ધ થયલા પણ જાણ્યા નથી.

અષ્ટવિકૃતિ-વિવરણ અથવા વિવૃતિ તો કૃષ્ણદ્વૈપાયનાત્મજ મધુસૂદનની રચેલી છે એમ તેમા સ્પષ્ટ લખેલુજ છે. તેમ ઉપરોક્ત દશ ગ્રન્થો પૈકી કોઈમા પણ એનો ઉલ્લેખ નથી. રાધા પ્રતિબોધ નો કર્તા મે ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટના એનાલ્સના ૯ મા પુસ્તકને પા. ૩૧૩-૨૩ મા જણાવ્યુ છે તેમ અખંડાનંદના શિષ્ય મધુસૂદનાનન્દ સરસ્વતીનો, મરાઠાઓ મધ્યપ્રાન્તમાં દાખલ થયા સાર પછીનો, ગ્રન્થ છે એટલે તે આપણા મધુસૂદનનો હોઈ શકે નહીં. કૃષ્ણકુતૂહલ નાટકના કર્તા વિષે તેજ એનાલ્સ ના ૧૩ મા પુસ્તકને ૧-૧૬ પાનામા વિસ્તૃત વિવેચન કરી સિધ્ધ કર્યુ છે કે તેના કર્તાનુ નામ મધુસૂદન સરસ્વતી ખરૂ પણ તે કૃષ્ણાનન્દ, નહીં કે વિશ્વેશ્વર, સરસ્વતીનો શિષ્ય હતો અને શાંડિલ્ય ગોત્રના નારાયણનો, નહીં કે કશ્યપ ગોત્રના પુરન્દરાચાર્યનો, પુત્ર હતો. તેમ ઉપરોક્ત ૧૦ ગ્રન્થોમાથી કોઈ જોડે એને સ્નેહસંબંધ પણ નથી. માટે આ ગ્રન્થ પણ આપણા કર્તાનો હોઇ શકે નહીં,

## મહિમ્નસ્તોત્ર-ટીકાના કર્તાના બીજા ગ્રન્થો.

આ ઉપરથી આપણે એ નિર્ણય ઉપર આવી શકીએ છીએ કે મહિમ્નસ્તોત્ર-ટીકાના કર્તા મધુસૂદન સરસ્વતીએ બીજા ૯ ગ્રન્થો રચ્યા છે અને તે (૧) અદ્વૈતસિધ્ધિ, (૨) સિધ્ધાન્તબિન્દુ (૩) અદ્વૈતરત્નરક્ષણ, ૪ વેદાન્ત-કલ્પલતિકા, (૫) સંક્ષેપ શારીરક-સારસંગ્રહ, (૬) ગૂઢાર્થદીપિકા, (૭) ભગવદ્ભક્તિ-રસાયન, (૮) ભાગવત પ્રથમશ્લોક-વ્યાખ્યા અને (૯) ઈશ્વરપ્રતિપત્તિપ્રકાશ.

આ ગ્રન્થોપૈકી કેટલાક તો એવા છે, ઉદાહરણાર્થ અદ્વૈતસિધ્ધિ અને ગૂઢાર્થદીપિકા, કે જે એકલાજ માત્ર કર્તાએ રચ્યા હોત તો પણ વેદાન્ત-સાહિત્યમા તેનુ નામ અમર રહી જાત. પરંતુ ઘણા મહાત્માઓ પોતાના નામનું નહીં પરંતુ આત્માનું અમરત્વ સિધ્ધ કરવાનો યત્ન કરે છે. તેથી તેનુ પોતાનું નામ અને પોતાના ગુરૂઓનાં નામ સિવાય તેના જન્મ મૃત્યુ તિથિની આદિની

૧૦ પૈકી એક પણ ગ્રન્થમાંથી મળી આવતી નથી તેથી તે મેળવવા માટે આપણે બહિરંગ સાધનોનો આશ્રય લેવાની જરૂર છે.

## કર્તાના જીવનચરિત્ર માટેનાં બહિરંગ સાધનો.

આજ લગીમા મને જે માહિતી મળી શકી છે તે ઉપરથી એમ કહી શકુ છુ કે શ્રી મધુસૂદન સરસ્વતીનો જે પહેલામાં પહેલો ગ્રન્થ પ્રસિદ્ધિમા આવ્યો તે શ્રીમદ્ભગવદ્ગીતા ઉપરની ગૂઢાર્થદીપિકા નામની ટીકાનો હતો. ઇસવી સનની ૧૯ મી સદીના પાછળા ભાગમા બર્ગનોફ નામના એક પાશ્ચાત્ય વિદ્વાને શ્રીમદ્ભગવદ્ગીતાનુ ફ્રેંચમા ભાષાંતર બ્હાર પાડ્યુ તેના ઉપોદ્ઘાતમા તેણે એ ટીકાના કર્તા વિષે થોડીક ચર્ચા કરી હતી તેમા તેણે માની લીધુ હતુ કે એ કર્તા ૧૪ મી સદીના મધ્યભાગમા થઈ ગયનો હોવો જોઇએ ત્યાર પછી થોડે સમયે લેમન નામના જર્મને તે મતને ટેકો આપ્યો સ્વ કા ત્ર તેલંગે બૉમ્બે બ્રાંચ એશીઆટિક સોસાયટીના જર્નલના ૩૦ મા પુસ્તકમા " A Note on the Age of Madhusudana Saraswati એ શીર્ષક નીચેના લેખમા એ મતની સખત ઝાટકણી કાઢી અને એમ ઠરાવ્યુ કે તે કર્તા ૧૫ મી સદીના અન્તમા અગર ૧૬ મી ના આરંભમા થઈ ગયો હોવો જોઇએ એ વિદ્વાન પણ ઉપરોક્ત યુરોપીય લેખકો સાથે એટલે અંશે તો મળતા થયાજ હતા કે તે કર્તાનો જન્મ દક્ષિણ હિંદમા થયો હતો અને તે શૃંગેરી મઠની ગાદી ઉપર શંકરાચાર્ય તરીકે કેટલા વખત સુધી રહ્યા હતા આને માટે દક્ષિણના વિદ્વાનોમા પ્રચલિત દંતકથા સિવાય બીજો આધાર નહોતો છતા એ ભ્રમ તે વખતના વિદ્વાનોના મનમા એવો ઘર કરી બેઠો હતો કે તેના સમર્થનના સાધન ખોળવા તરફ તેમની વૃત્તિ થઈ અને શૃંગેરી પીઠના શંકરાચાર્યોની યાદીમા મધુસૂદન સરસ્વતીએ પુરૂ નામ નહોતુ છતા મધુસૂદન ભારતી સ્વામી તેજ મધુસૂદન સરસ્વતી અને તેજ ગૂઢાર્થદીપિકાનો કર્તા એમ સ્થાપિત કર્યું

તે સદીના છેક છેવટના ભાગમા કુંભકોણથી અદ્વૈતમંજરી સિરીઝ એ નામની એક ગ્રન્થમાળા નિકળવા માંડી તેમા અદ્વૈતસિદ્ધિ અને સિદ્ધાન્તબિન્દુ એ બે ગ્રન્થો હતા તે ગ્રન્થની આગળ અંગ્રેજીમા અને સંસ્કૃતમા ટુકી ટુકી પ્રસ્તાવનાઓ જોડવામા આવી હતી અને તેમા એ ગ્રન્થોના કર્તા આશરે ૩૦૦ વર્ષ ઉપર થઈ ગયા હતા અને શ્રીશંકરાચાર્યના અદ્વૈતમત ઉપર મધ્વાચાર્યના શિષ્યોએ મધ્યકાળમા જે અઘટિત પ્રહારો કર્યા

હતા તેનો સામનો કરનાર જે કેટલાક દક્ષિણ હિંદના વિદ્વાનો હતા તેમાના આ એક હતા એમ વિધાન કર્યું હતુ

પરતુ ૧૯૨૦ મા હરિલીલા—વ્યાખ્યા કલકત્તાના બે શાસ્ત્રીઓને હાથે સંશોધન થઇને બ્હાર પડી અને વેદાન્તકલ્પલતિકાનો પ્રથમ સ્તબક બનારસના એક પડિતને હાથે સસ્કરણ પામીને પ્રસિદ્ધિમા આવ્યો એ બન્ને ગ્રન્થોને લાબા ઉપોદ્ઘાતો જોડેલા હતા તેમા એક જુદોજ મત રજુ થયો હતો તે એ હતો કે આ કર્તાનુ જન્મસ્થાન પૂર્વબગાળામા હતુ, તેનો જન્મકાળ ૧૫૪૦ થી ૧૬૨૩ દરમ્યાન હતો અને તેણે અદ્વૈતસિદ્ધિ વગેરે ઉપરોક્ત ૧૯ ગ્રન્થો રચ્યા હતા આ ઉપોદ્ઘાતો સસ્કૃતમા હોવાથી આધુનિક પદ્ધતિના વિદ્વાનોનુ ધ્યાન તે ખેચી શક્યા નહોતા સને ૧૯૨૬ મા Madhusudana Saraswati, His Life and Works એ શીર્ષક નીચે એક અગ્રેજી લેખ મે ભાડારકર ઇન્સ્ટિટ્યૂટના એનાલ્સના ૮ મા પુસ્તકમા લખ્યો હતો તેણે એ વિષયમા રસ લેનારનુ સારૂ ધ્યાન ખેચ્યુ હતુ અને તેમા કરેલા વિધાનો વિષે ચર્ચા પણ લાબો વખત ચાલી હતી એ ચર્ચામા ભાગ લેનાર એક ગૃહસ્થ કલકત્તાની બેથ્યૂન કૉલેજના સસ્કૃતના અધ્યાપક શ્રીયુત ચિંતાહરણ ચક્રવર્તિ હતા તેઓ મધુસૂદન સરસ્વતીના પૂર્વાશ્રમના બન્ધુ યાદવાનન્દના એક વશજ હોવાને લીધે તેમણે પોતાના કુટુમ્બના ઇતિહાસ વિષે સારી માહિતી આપી હતી તે ચર્ચાને અતે એટલુ ચોકસ ઠર્યું કે અદ્વૈતસિદ્ધિ વગેરેના કર્તા મધુસૂદન સરસ્વતી ઈસવી સનના ૧૬ મા સૈકાના ઉત્તરાર્ધમા અને સત્તરમાના પૂર્વાર્ધમા થઇ ગયા હતા, તેમનો જન્મ પૂર્વ બગાળમા ફરીદપુર જીલ્લાના કોટાલીપાડા ગામમા પુરન્દરાચાર્ય નામના કાશ્યપ ગોત્રના એક કનોજી બ્રાહ્મણના પુત્ર તરીકે થયો હતો અને તે સન્યાસ લીધા પછી લાબો વખત કાશીમા રહ્યા હતા અને તેમનો દેહ ૧૦૭ વર્ષની મોટી ઉમરે હરદ્વારમા અન્તર્ધાન થયો હતો

ત્યાર પછી સને ૧૯૨૮ મા મૈસોરના સસ્કૃત સિરીઝમા ના ાયણ તીર્થની લઘુ વ્યાખ્યા અને બ્રહ્માનન્દ સરસ્વતીની વ્યાખ્યાઓથી સમલકૃત સિદ્ધાન્તબિન્દુ જામનગરના શાસ્ત્રી અભ્યકરરામને હાથે સશોધિત થઈ પ્રસિદ્ધિમા મુકાયો તેના ઉપોદ્ઘાતમા મધુસૂદન સરસ્વતીનો જન્મ ૧૭ મા સૈકામા દક્ષિણમા થયો હોવાનું ફરી પાછુ જણાવવામા આવ્યુ તેજ સાલમા આર્યભૂષણ(?) સસ્કૃત સિરીઝમા તેજ ગ્રન્થ સદા અભ્યકર શાસ્ત્રીની બિન્દુપ્રપાત નામની નવન ટીકા સહિત

બ્હાર પડયો. તેના ઉપોદ્‌ઘાતમાં સિધ્ધાન્તબિન્દુ વગેરેના કર્તાનો જન્મ કયા દેશમાં થયો તે બાબતમાં મૌનજ સેવેલું હતું અને કોઇ પણ જાતનો આગ્રહ ન દેખાડતાં એટલુંજ લખ્યું હતું કે દક્ષિણમાં તેમજ ઉત્તરમા વિદ્વાન નડવોમાં એવી દંતકથા પ્રચલિત છે કે ઇસવી સનની ૧૭ મી સદીના ઉત્તરાર્ધમાં બાગ્ન-વર્ષમાં પાંચ પ્રખર વિદ્વાનો થઈ ગયા હતા તેમાના એક સિધ્ધાન્તબિન્દુના કર્તા હતા, તે અપ્પય્ય દીક્ષિત પછી થઈ ગયા હોવા જોઇએ અને તેજે (૧) વેદાન્ત-કલ્પલતિકા, (૨) ગૂઢાર્થદીપિકા, (૩) સંક્ષેપ શારીરક-સારસંગ્રહ, (૪) મહિમ્ન-સ્તોત્ર-ટીકા, (૫) સિદ્ધાન્તબિન્દુ અને (૬) અદ્વૈતસિધ્ધિ એટલા ગ્રન્થો તો ચોક્કસ રચેલા હોવા જોઇએ અને (૧) ઇશ્વરસ્વરૂપનિર્ણય (ઇશ્વરપ્રતિપત્તિપ્રકાશ) (૨) ભગવદ્‌ભક્તિરસાયન, (૩) હરિલીલા વ્યાખ્યા, (૪) સર્વશાસ્ત્રાર્થસંગ્રહ અને અદ્વૈતરત્નરક્ષણ એ ગ્રન્થો પણ એમના રચેલા છે એમ લોકોના બોલવા છે.

પરન્તુ તેજ સાલમા ભગવદ્‌ભક્તિરસાયન, તેના પ્રથમ ઉલ્લાસ ઉપરની કર્તાની પોતાની ટીકા તથા બાકીના બે ઉલ્લાસ ઉપર ગોસ્વામી દામોદર શાસ્ત્રીની ટીકા સહિત કાશીમાંથી પ્રસિધ્ધિમા મુકવામા આવ્યો. તેના ઉપોદ્‌ઘાતના ગોસ્વામિ દામોદર શાસ્ત્રીએ લખ્યુ હતુ કે તેમણે નવદ્વીપમા શ્રી યદુનાથ ભટ્ટાચાર્ય નામના નૈયાયિકના હાથ તળે શિક્ષણ લીધુ હતુ ત્યારે ગુરુમુખેથી સાંભળ્યુ હતુ કે એ ગ્રન્થના કર્તા મધુસૂદન સરસ્વતીનુ મૂળ નામ કમલનયન હતુ, તેમનો જન્મ પૂર્વ-બંગાળામા ફરીદપૂર શહેરના કોટાલિપાડા નામના પરગણામા શ્રી રામચન્દ્ર ભટ્ટાચાર્યના વંશજ પુરન્દરાચાર્યને ત્યાં થયો હતો વગેરે.

સને ૧૯૨૯ મા નારાયણતીર્થ અને પુરુષોત્તમ સરસ્વતીની ટીકા સહિત સિદ્ધાન્તબિન્દુ ગુજરાતી પ્રેસ તરફથી બ્હાર પડયો હતો તેમા ઉપોદ્‌-ઘાત હતોજ નહીં. પરતુ તેજ સાલના ભાવનગરના પ્રો મોદીનુ સિદ્ધાન્તબિન્દુનું અંગ્રેજી ભાષાન્તર ઉપોદ્‌ઘાત સહિત બ્હાર પડેલુ એમ તેમા છાપેલી સાલ ઉપરથી લાગે છે, જો કે મારા જાણવામા તે ૧૯૩૧ ની સાલમાજ આવેલુ, તેમા હરિલીલા-વ્યાખ્યા અને વેદાન્તકલ્પલતિકાના ઉપોદ્‌ઘાતોમાંથી મળી આવતી તેમજ ભાંડારકર ઇન્સ્ટિટયૂટના એનાલ્સમા પ્રસિદ્ધ થયલી માહિતીનો ઉપયોગ કર્યો હતો. એટલે તેમા મધુસૂદન સરસ્વતી પૂર્વબંગાળામા જન્મ્યા હતા તથા સન્યાસ લઇને કાશીમા રહ્યા હતા એ વગેરે હકિકત માન્ય રાખવામા આવી હતી. પરતુ શુદ્ધાદ્વૈત મતના પ્રવર્તક શ્રી વલ્લભાચાર્યના ચરિત્ર વિષેની કેટલીક

વાર્તાઓનો સગ્રહ નિજવાર્તા નામે છે તેમા મધુસૂદન સરસ્વતી અને વલ્લભા ચાર્યનો પરસ્પર સમાગમ થયાનો ઉલ્લેખ છે તેમ ભક્તિરસાયન ગ્રન્થનો પણ તેમા ઉલ્લેખ છે મુખ્યત્વે કરીને તેને આધારે અને સ્વ શ્રા ત્રિ તેનગે આ કર્તાનો કાળ નિશ્ચિત કરેલો તેને આધારે પ્રો મોદીએ એવો મત રજુ કર્યો હતો કે આ કર્તા ઇ સ ૧૪૯૫ અને ૧૫૯૫ ની દરમ્યાન અગર ૧૪૯૦ અને ૧૬૦૨ ની દરમ્યાન થઈ ગયો હોવો જોઇએ

છેવટે ૧૯૦૩ ના એપ્રીલમા ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝમા પુરૂષોત્તમ સરસ્વતીની ટીકા સહિત સિદ્ધાન્તબિન્દુની મે પ્રસિધ્ધ કરેલી પ્રત તૈયાર થઈ અને તે ઑગસ્ટમા પ્રસિદ્ધિમા મુકવામા આવી તેના ઉપોદ્ઘાતમા જે કર્તાના જીવન ચરિત્રને લગતો ભાગ છે તે માટે ઉપરાક્ત બધા સાધનોનો ઉપયોગ કરવામા આવ્યો હતો

ત્યાર પછી એ વિષયની ચર્ચા કરતો કોઈ પણ લેખ અગર ગ્રન્થ મારા જાણ પ્રમાણે પ્રસિદ્ધિમા આવ્યો નથી માટે નીચે જે અહેવાલ આપ્યો છે તે તે ગ્રન્થના ઉપોદ્ઘાતમાના જીવન ચરિત્રને લગતા ભાગના સારારૂપ જેવોજ છે

### એમનુ જન્મસ્થાન.

ઉપર કહ્યુ તેમ વિદ્વદ્વર્ગ સમક્ષ મધુસૂદન સરસ્વતીના જન્મસ્થાન વિષે બે મત છે એક એ કે તેઓ દક્ષિણ હિંદુસ્થાનમાના કાઠિક અગ્નવણ્યા ગામમા જન્મ્યા હતા અને બીજો એ કે તેઓ પૂર્વ બગાલાના ફરીદપૂર જીલ્લામાના કોટાલિપાડા નામના ગામમા જન્મ્યા હતા આ બેમાથી બીજો ગ્રાહ્ય છે એમ મારો મત છે અને તેના અનેક કારણો છે પહેલુ, એ કર્તાની પૂર્વ બગાલામાના કોટાલિપાડામાની ઉત્પત્તિ વિષેની કથા તેમના ૮ વશના પડિત હરિદાસ સિદ્ધાન્ત વાગીશ જેઓ અદ્યાપ હયાત છે તેમણે કોટાલિપાડા ના ઇતિહાસરૂપ બગભૂમિ-વાર્તા નામના રાઘવેન્દ્ર કવિશેખરે ઈ સ ૧૬૬૭ મા રચેલા ગ્રન્થને આધારે રચેલી વૈદિકાસ્મીમામામા તેમજ વેદાન્તક પતવિમના ઉપોદ્ઘાતમા જણાવેલી કુલ-પજીમા પણ છે અને બગાલાના વિશ્વકોશમા અને ગજેન્દ્રનાથ ઘોષના અદ્વૈતસિદ્ધિના ઉપોદ્ઘાતમા પણ તે નોંધેલી છે **બીજુ** જ્યારે દક્ષિણવાળી કથામા કર્તાના જીવનચરિત્ર વિષે બીજી કશીજ માહિતી નથી ત્યારે પૂર્વ બગાલાવાળીમા એમનુ

જન્મગ્રામ, એમના પૂર્વજો, એમનુ પૂર્વાશ્રમનુ નામ, વિદ્યાગુરનું નામ, સન્યાસગુરનુ નામ, નિવાસસ્થાન, મૃત્યુસ્થાન, મૃત્યુકાળની ઉમર વગેરે સંપૂર્ણ માહિતી છે. ત્રીજું, જ્યારે ભાંડારકર ઍનામમાં મારો એ કર્તા વિષેનો લેખ બ્હાર પડ્યો ત્યાર પછી લાંબો વખત લગી ચર્ચા ચાલી હતી તેમા ભાગ લેનાર કોઈ દક્ષિણ હિંદનો વિદ્વાન ન નિકળ્યો. કલકત્તા અને બનારસના વિદ્વાનો નિકળ્યા અને તે પૈકી કલકત્તાવાળા વિદ્વાન શ્રી. ચિન્તાહરણે તો તેજ દિશામા સારી મદદ કરી, જેનો સ્વીકાર મે સિધ્ધાતબિન્દુના ઉપોદ્ઘાતમા મુક્તકંડે કર્યો છે. તેમણે લખ્યુ હતુ કે તેઓ પોતે તેમજ તેમના કુટુમ્બના વૈદિકવાદમીમાસાવાળા પંડિત હરિદાસ વગેરે અનેક વિદ્વાનો મધુસૂદન સરસ્વતીના પૂર્વાશ્રમના વંશના છે એમ માનીને મગરૂર રહે છે અને તે કુટુમ્બના વયોવૃધ્ધ પુરુષો હજી પણ તર્પણ કરતી વખતે પોતાના તે નામાંકિત પૂર્વજને સભારીને તેને અંજલિ આપે છે. વળી મારી વિનતિને માન આપીને તેમણે પોતાના વંશના પ્રસિધ્ધ ગૃહસ્થોના નામો અને તેમને વિષે થોડી થોડી માહિતી પણ પુરી પાડી હતી તે પૈકી જેના નામ ખાસ નોંધ લેવા લાયક છે તે નીચે પ્રમાણે છે– (૧) જયનારાયણ તર્કરત્ન જેઓ ૧૯ મી સદીના એક પ્રખર નૈયાયિક હતા, નવદ્વીપની સરકારી ટોલ (શાળાના) અધ્યાપક હતા અને તર્કરત્નાવલી નામના ગ્રન્થના કર્તા હતા, (૨) શશધર તર્કચૂડામણિ, જેઓ એક પ્રસિધ્ધ બગાલી લેખક અને વક્તા હતા અને સનાતન ધર્મ ઉપર વર્તમાનપત્રોમા વ્યાખ્યાનાદ્વારો ઉપરથી જે પ્રહારો કરવામા આવતા હતા તેનો અસરકારક પ્રતિકાર કરવામા જીવન વ્યતીત કરતા હતા અને જેમણે હિંદુ સનાતન ધર્મ અને સંસ્કૃતિના સંરક્ષણાર્થે સાધનપ્રદીપ અને ધર્મવ્યાખ્યા નામે ગ્રન્થો રચી પ્રસિધ્ધિમા મુક્યા હતા, (૩) કાશીનાથ મધ્યસ્થ જે કાંઇ બહુ મોટા વિદ્વાન નહોતા છતા જેણે ભૈમાર્ચનચંદ્રિકા નામે એક ગ્રન્થ રચી તેમા ભૈમા નામની એક કલ્પિત દેવીના મુખથી સમાજના છિદ્રો ઉઘાડા પાડ્યા હતા. (૪) સીતાનાથ સિધ્ધાન્તવાગીશ જે મહાન કવિ અને પ્રખર વ્યાકરણશાસ્ત્રી હતા અને જેણે કલ્પવ્યાકરણ અને વૈદિકવિધિ ઉપર અનેક ગ્રન્થો રચ્યા હતા જેમાના કેટલાક આ છે – (૧) કલાપ–તધ્ધિત–પરિશિષ્ટ, (૨) કાતન્ત્ર સંદર્ભિની, (૩) કલાપવ્યાકરણ–વ્યાખ્યા તથા (૪) પુરોહિતપ્રદીપ, (૫) હરિદાસ સિધ્ધાન્ત વાગીશ જેમણે ઉપરોક્ત વૈદિકવાદમીમાસાના સંબંધમા ઉલ્લેખ કરેલો છે, જેમણે પોતાની ટીકાઓ સહિત લગભગ બધાજ કાવ્યો અને નાટકોની પ્રતો બ્હાર

પાડી છે અને કેટલાક નવીન નાટક અને કેટલાક સ્મૃતિગ્રન્થો પણ- જેવા કે વિગ્રહવિવેકની અને સ્મૃતિચિંતામણિ- પ્રસિદ્ધિમાં આણ્યા છે અને પોતાની ટીકા સહિત મહાભારતના કેટલાક પર્વો બહાર પાડ્યા છે અને બીજા તૈયાર કરે છે (૬) કાલીપદ તર્કાચાર્ય જેમણે નલદમયન્તીયમ્ અને સ્યમન્તોદ્ધાર એ નાટક રચ્યા છે, ભાવપ્રધાન કવિતાઓ રચી છે, ન્યાય અને વૈશેષિક દર્શનોના અનેક ગ્રન્થોનો પોતાની ટીકાઓ સહિત પુરસ્કાર કર્યો છે જેમાંના આ મુખ્ય છે – (૧) ગદાધરકૃત મુક્તિવાદ (૨) જગદીશની સૂક્તિસહિત પ્રશસ્તપાદભાષ્ય (૩) કણાદ ભટ્ટાચાર્યનું ભાષારત્ન અને જેઓ સને ૧૯૩૦ માં પુરા થતા ૧૦ વર્ષ સુધી સંસ્કૃત સાહિત્ય પરિષદના તંત્રી હતા (૭) હરિહર શાસ્ત્રી જે બનારસ હિંદુ યુનિવર્સિટીમાં પૌર્વાત્ય ભાષા-ખાતામાં અધ્યાપક હતા જેમણે નવ્યન્યાયના શબ્દખંડ ઉપર નવી ટીકા રચી છે ભારતવર્ષ વગેરે બંગાળી પત્રોમાં તત્ત્વજ્ઞાનના વિષયો ઉપર લેખો લખ્યા હતા અને વંગસાહિત્ય નામના માસિકના તંત્રી હતા (૮) મનીદાસ વિદ્યા-વિનોદ જેમણે મરાઠી રાજ્યના સ્થાપક શિવાજી મહારાજના જીવનચરિત્રનું મહાકાવ્ય રચ્યું છે અને (૮) રેવતિ મોહન સાંખ્યરત્ન જેઓ ટિપેરા રાજ્યના રાજ્યપુરોહિત છે અને અગરતાલામાં રહે છે આમાં મેં ઉપર્યુક્ત શ્રીયુત ચિંતાહરણ ચક્રવર્તિ કાવ્યતીર્થ એમ એ જેઓ કલકત્તાની બેથ્યૂન કૉલેજમાં લેક્ચરર છે અને જેણે બંગાળી તથા સંસ્કૃત સાહિત્યની ઉન્નતિ અને વિકાસ પ્રત્યે નોંધવા લાયક સેવા કરનારા અને લેખો ભાંડારકર ઈન્સ્ટિટ્યૂટ ના એનાલ્સમાં ઈન્ડિયન એન્ટીક્વરીમાં, બંગાળાની રૉ એ સો ના જર્નલમાં અને ઈન્ડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટર્લિમાં અનેક વિદ્વત્તાયુક્ત અને વિચારયુક્ત લેખો લખ્યા છે તેમનું નામ ઉમેર્યું હતું એના ક્રમમાં એમણે એક વખતે લખ્યું હતું કે મધુસૂદનના પૂર્વાશ્રમના ભાઈ યાદવાનન્દના વંશજો પૈકી કેટલાક તેનાથી તેરમી પેઢીના વંશજો છે તે ઉપરથી મેં એમને એવા કોઈક વંશજનું પુરું વંશવૃક્ષ તૈયાર કરવામાં જોઈતી માહિતી પુરી પાડવા માટે વિનતી કરી હતી અને તે ઉપરથી એમણે પોતાનું વંશવૃક્ષ તૈયાર કરી શકાય તે માટે જરૂરી નામો પુરા પાડ્યા હતા તેને આધારે મેં એમનું વંશવૃક્ષ તૈયાર કર્યું હતું તે સિદ્ધાન્તબિન્દુના મારા ઉપોદ્ઘાતમાં પા ૧૬ ઉપર છાપ્યું છે તે જોતા શ્રીયુત ચિંતાહરણ શ્રીમધુસૂદન સરસ્વતીના ભાઈ યાદવાનન્દના દશમી પેઢીના વંશજ છે એમ જણાય છે આથી એમ સિદ્ધ થાય છે કે આપણા કર્તાની જન્મભૂમિ બંગાળામાં હોવાની જે કથા છે તે વિશેષ પ્રમાણયુક્ત છે ચોથું, તે કથા પ્રમાણે જ્યારે આપણા ચરિત્રનાયક સંન્યાસદીક્ષા

લેવા માટે ઘર તથા કુટુંબ છોડીને કાશી તરફ પ્રયાણ કરતા હતા ત્યારે તેમને ફરીદપુર જીલ્લાની એક નદી ઓળંગવાની જરૂર પડી હતી તેમા અતિશય પૂર આવ્યું હોવાને લીધે એમને જરા મનમા ક્ષોભ થયો અને શુ કરવું તે વિચાર કરતા અને વરૂણ દેવની પ્રાર્થના કરતા સુઈ ગયા ઉંઘમા એમને તે દેવે દૃષ્ટાન્ત આપ્યું કે તું જ્યારે તે નદી ઓળંગવાનો પ્રયત્ન કરીશ ત્યારે તે તને માગ કરી આપશે તે ઉપરથી તે જાગ્રત થયા અને નદી ઓળંગવાનો પ્રયત્ન કરવા તત્પર થયા એટલે નદીના બે ભાગ થઇ ગયા અને તેઓ મગળપણે જેમ જમીન ઉપર ચાલે તેમ ચાલીને સામે પાર જતા રહ્યા જ્યારે પાસેના યશોહર ગામના લોકોને તે વાતની ખબર પડી ત્યારે તેમણે તે નદીને મધુમતિ એ નામ આપ્યું એના કુટુંબના લોકો હજી પણ માને છે કે વરૂણ દેવની તેમના ઉપર કૃપા છે અને તેથી તેમાનો કોઇ એ નદીમા ડૂબે નહીં પાચમુ, કાગનિપાડામા એક દક્ષિણામૂર્તિ માતાનુ દેવાલય અને તેની સામે એક તળાવ છે તે આપણા કર્તાના પિતા પુરન્દરાચાર્યે બંધાવ્યુ હતુ એમ ત્યાના લોકો કહ્યા કરે છે વળી તે ગામમા ૧૮૨૦ મા "મધુસૂદન સરસ્વતી મદીર" નામનુ એક સ્મારક ત્યાના લોકોએ ઉભુ કર્યું હતુ અને એક સાર્વજનિક વાચનાલય અને પુસ્તકાલય ત્યા સ્થાપ્યુ હતુ દક્ષિણ હિંદમા એના કોઇ અવશેષો મધુસૂદન સરસ્વતીની સ્મૃતિ સાથે જોડાયેલી આખ્યાની અને તેનુ સ્મારક કોઈ ઠેકાણે ઉભુ કર્યાની હકીકત જાણ્યામા આવી નથી અને છઠ્ઠુ, ભગવદ્ભક્તિરસાયનના ટીકાકાર અને પુરન્દર ર્તા ગોસ્વામી દામોદર શાસ્ત્રી પોતાના તે ગ્રન્થના ઉપોદ્ઘાતમા ઉપરની કથાનો ઉલ્લેખ પણ કરતા નથી પરતુ તેમણે એ કર્તા વિષે પોતાના નવદ્વીપ (નડિયા) મા રહીને કરેલા અભ્યાસના સમયમા પોતાના ગુરૂ શ્રી યદુનાથ શર્મા ભટ્ટાચાર્યના મુખેથી જે સાભળેલુ હતુ તે નોધ્યુ છે તે ઉપરથી એ સ્થાને ઘણુ સમર્થન મળે છે એઓ લખે છે એમના ગુરૂના કહેવા પ્રમાણે ભગવદ્ભક્તિરસાયનના કર્તા શ્રી મધુસૂદન સરસ્વતીનુ પૂર્વાશ્રમનું નામ કમલનયન હતું તેઓ પૂર્વ બગાળામા ફરીદપુર શહેરની પાસે આવેલા કોટાલિપાડા ગામમા રહેનાર રામચન્દ્ર ભટ્ટાચાર્ય નામના વૈદિક શ્રેણિક બ્રાહ્મણના પૌત્ર પુરન્દરાચાર્યના પુત્ર હતા તેમણે નવદ્વીપમા રહેનાર હરિરામ તર્કવાગીશ પાસે ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કીધો હતો શ્રીવિશ્વેશ્વર સરસ્વતી પાસેથી સન્યાસદીક્ષા લીધી હતી શ્રી માધવ સરસ્વતી પાસેથી બ્રહ્મવિદ્યાના સસ્કાર પામ્યા હતા અને કાશીમા ઘણો વખત રહ્યા હતા

આ કારણોને લીધે હું એમ ચોકસ માનુ છુ કે અદ્વૈતસિદ્ધિ સિદ્ધાન્ત

સિ॰, ભગવદ્ભક્તિરસાયન મહિમ્નસ્તોત્ર-ટીકા વગેરે પ્રસિદ્ધ ગ્રન્થોના ક[illegible] શ્રી મધુસૂદન સરસ્વતી તો પૂર્વ બંગાળાના ફરીદપુર જીલ્લાના કોટાલિપાડા નામ ગામે જન્મ્યા હતા પરંતુ મધુસૂદન સરસ્વતી દક્ષિણમાં થઈ ગયાની કથા પણ છેક ખોટી માનવા જેવી નથી હું વનમાળામાં હતો ત્યારે એક સચ્ચિદાનન્દ નામના ઉદાસી સાધુના જોડે મારે સમાગમ થયો હતો તેઓ લાહોર હૃષીકેશ, હરદ્વાર વૃન્દાવન વગેરે સ્થળોએ પુષ્કળ વર્ષો રહ્યા હતા તેણે વાત કરી હતી કે વૃન્દાવનમાં પણ સાધુવર્ગમાં એવી દન્તકથા ચાલુ છે કે મધુસૂદન સરસ્વતી મૂળ દક્ષિણના રહેનારા હતા અને પોતે શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા તેથી પાછળથી વૃન્દાવનમાં જઈને રહ્યા હતા અને ત્યાં ઘણા માનનું પાત્ર બન્યા હતા આથી બનવા જોગ છે કે આનન્દમન્દાકિની હરિલીલા-વ્યાખ્યા વગેરેના કર્તા મધુસૂદન સરસ્વતી દક્ષિણમાં જન્મ્યા હોય અને પાછળથી વૃન્દાવન જઈને રહ્યા હોય કૃષ્ણકુતૂહલ નાટકના કર્તા મધ્ય હિંદના મધુસૂદન સરસ્વતી વળી ત્રીજાજ અસ્તુ! એ પૈકી આપણે તો હાલ પહેલા જોડે [illegible] સંબંધ છે એને તેનીજ કથા આગળ ચલાવીશું

## એમનો જીવનકાળ.

એમના જન્મકાળ વિષે જે અનેક મતો રજુ કરવામાં આવ્યા છે તેનો ઉલ્લેખ ઉપર એમના જીવનચરિત્ર સારના બહિરંગ સાધનોના ખંડમાં આવેલોજ છે દરેક વિચારક શક્ય તેના સાધનો મેળવીને અને શક્ય તેના વિચાર કરીને [illegible] મત બાંધે અને તેથી દરેકને પોતાના મત વિષે થોડો ઘણો આગ્રહ હોયજ પરંતુ બને તેટલા નિષ્પક્ષપાતપણે વિચાર કરીને હું જણાવું છું કે આ કર્તાનો જન્મકાળ ઈ સ ૧૫૪૦ અને અવસાનકાળ ઈ સ ૧૬૪૭ હોય એમ માનવું વધારે સયુક્તિક છે આ વિધાન માટે અનેક કારણો છે અને તે સિદ્ધાન્તબિન્દુના મારા ઉપોદ્ઘાતમાં સવિસ્તર આપેલા છે તે સર્વને અહીં ઉતારવા બેસું તો આ ઉપોદ્ઘાતનું કદ ધાર્યા કરતાં ઘણું મોટું થઈ જાય એમ છે તેમ સામાન્ય વાચકને તે ઉપયોગી પણ નથી અને રસમય લાગે એમ પણ નથી માટે આટલુંજ કહીને બીજા વિષય તરફ વળું છું

## એમના પૂર્વાશ્રમના પૂર્વજો.

ઉપરોક્ત હરિલીલા-વ્યાખ્યા વેદાન્તકલ્પલતિકા અને ભગવદ્ભક્તિ સા

યનના ઉપોદ્ઘાતોમાંથી મધુસૂદન સરસ્વતીના પૂર્વાશ્રમના પૂર્વજો વિષે વધી માહિતી મળી આવે છે તે પ્રમાણે એમના ૮ મી પેઢીના પૂર્વજ શ્રી રામ મિશ્ર અથવા શ્રી રામચન્દ્ર ભટ્ટાચાર્ય શુક્લ યજુર્વેદની માધ્યન્દિની શાખાના કાશ્યપ ગોત્રના બ્રાહ્મણ હતા અને મૂળ કનોજના રહેવાસી હતા અને શાહબુદ્દીન ઘોરીએ ઈ સ ૧૧૮૪ માં જ્યારે તે શહેર ઉપર ચઢાઈ કરી અને શહેર સર કરી ત્યાંની પ્રજા ઉપર જુલમ કરવા માંડ્યો ત્યારે તે સહકુટુમ્બ કનોજ છોડીને ગૌડાધિપતિના આશ્રય નીચે બર્દવાન જીલ્લામાં નવદ્વીપ અથવા નડીઆના જઈને રહ્યા હતા એ કુટુમ્બની બીજી ચાર પેઢી શ્રી રામના પુત્ર ગોપાલ મિશ્ર તેના માધવ મિશ્ર તેના સનાતન મિશ્ર તેના ગણપતિ મિશ્ર એમ ભાગે થઈ ગઈ ત્યાં સુધી કાંઈ જાણવાજોગ બનાવ બન્યો હોય એમ જણાતું નથી ગણપતિ મિશ્રના પુત્ર ગુણાર્ણવાચાર્ય નડીઆ છોડીને પોતાના સમગ્ર મનુમતિ નદી ઉપર યશોહરમાં રહેતા હતા ત્યાં જઈને રહ્યા આપણા ચરિત્રનાયકના પૂર્વાશ્રમના પિતા પુરન્દરાચાર્ય તે આ ગુણાર્ણવાચાર્યના પુત્ર હતા એ વખતે માધવપાશા નામના શહેરના હિન્દુ રાજાએ તેને પોતાના શહેરમાં આવવાનું આમંત્રણ મોકલ્યું હતું અને ત્યાં તે ગયા હતા ત્યાંથી પાછા ફરતાં વચ્ચે કોટાલિપાડા ગામનું ઉનસીયા નામનું પરું એમને બહુ પસંદ પડી ગયું તેથી તેમણે ત્યાં પોતાનો કાયમનો મુકામ કર્યો. ત્યાં એમના પુત્ર પુરન્દરાચાર્યે એક ઘર બાંધીને તેને પુરન્દર વાટિકા એવું નામ આપ્યું અને દક્ષિણામૂર્તિ શિવની એક મૂર્તિનું સ્થાપન કરીને તેનું મંદીર બંધાવ્યું હતું જેના અવશેષ હજી મોજૂદ છે

એ પુરન્દરાચાર્યને ચાર પુત્રો હતા (૧) શ્રીનાથ (૨) યાદવાનન્દ (૩) કમલનયન અને (૪) વાગીશચન્દ્ર તેમાંથી ચોથો નાની ઉમરમાં ગુજરી ગયો હતો પરંતુ પહેલા ત્રણ આગળ જતાં શ્રીનાથ ચૂડામણિ યાદવાનન્દ ન્યાયાચાર્ય અને મધુસૂદન સરસ્વતી એ નામોથી અનુક્રમે પ્રસિદ્ધિને પામ્યા

### કમલનયનના મધુસૂદન સરસ્વતી કેમ થયા ?

કમલનયનને વૈરાગ્ય કેમ આવ્યો અને તેણે સંન્યાસ કેમ લીધો તેની કથા એવી છે કે યાદવાનન્દ અને કમલનયન બન્નેએ હરિરામ તર્કવાગીશના હાથ તળે નડીઆમાં સારો વિદ્યાભ્યાસ કર્યા પછી એક વખતે પુરન્દરાચાર્ય તે બન્નેને લઈને માધવપાશાના રાજદરબારમાં ગયા અને પોતાના પુત્રો કેવા બુદ્ધિમાન અને વિદ્વાન છે તે ત્યાંના રાજાની જાણમાં આણ્યું પછી પાછા

સિન્દુ, ભગવદ્ભક્તિરસાયન, મહિમ્નસ્તોત્ર-ટીકા વગેરે પ્રસિદ્ધ ગ્રન્થોના કર્તા શ્રી મધુસૂદન સરસ્વતી તો પૂર્વ બંગાળાના ફરીદપુર જીલ્લાના કોટાલિપાડા ગામમાં જન્મ્યા હતા. પરંતુ મધુસૂદન સરસ્વતી દક્ષિણમાં થઈ ગયાની કથા પણ છેક ખોટી માનવા જેવી નથી. હું વનસાડમાં હતો ત્યારે એક સચ્ચિદાનન્દ નામના ઉદાસી સાધુના જોડે મારો સમાગમ થયો હતો. તેઓ લાહોર હૃષીકેશ, હરદ્વાર વૃન્દાવન વગેરે સ્થળોએ પુષ્કળ વર્ષો રહ્યા હતા. તેણે વાત કરી હતી કે વૃન્દાવનમાં પણ સાધુવર્ગમાં એવી દન્તકથા ચાલુ છે કે મધુસૂદન સરસ્વતી મૂળ દક્ષિણના રહેવાસી હતા અને પોતે શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા તેથી પાછળથી વૃન્દાવનમાં જઈને રહ્યા હતા અને ત્યાં ઘણા માનનું પાત્ર બન્યા હતા. આથી બનવા જોગ છે કે આનન્દમન્દાકિની હરિલીલા-વ્યાખ્યા વગેરેના કર્તા મધુસૂદન સરસ્વતી દક્ષિણમાં જન્મ્યા હોય અને પાછળથી વૃન્દાવન જઈને રહ્યા હોય. કૃષ્ણ-કુતૂહલ નાટકના કર્તા મધ્ય હિંદના મધુસૂદન સરસ્વતી વળી ત્રીજાજ. અસ્તુ! એ કૈંઈ આપણે તો કામ પહેલા જોડે ? સમય છે એને તેનીજ કથા આગળ ચલાવીશું.

## એમનો જીવનકાળ.

એમના જન્મકાળ વિષે જે અનેક મતો રજુ કરવામાં આવ્યા છે તેનો ઉલ્લેખ ઉપર એમના જીવનચરિત્ર માટેના બહિરંગ સાધનોના ખંડમાં કર્યોજ છે. દરેક વિચારક શક્ય તેટલા સાધનો મેળવીને અને શક્ય તેટલો વિચાર કરીનેજ મત બાંધે અને તેથી દરેકને પોતાના મત વિષે યોગ્ય ઘણો આગ્રહ હોયજ. પરંતુ બને તેટલા નિષ્પક્ષપાતપણે વિચાર કરીને હું જણાવું છું કે આ કર્તાનો જન્મકાળ ઈ. સ. ૧૫૪૦ અને અવસાનકાળ ઈ. સ. ૧૬૪૭ હોય એમ માનવું વધારે યુક્તિયુક્ત છે. આ વિધાન માટે અનેક કારણો છે અને તે સિદ્ધાન્તબિન્દુના મારા ઉપોદ્ઘાતમાં સવિસ્તર આપેલા છે. તે સર્વને અહીં ઉતારવા બેસું તો આ ઉપોદ્ઘાતનું કદ ધાર્યા કરતાં ઘણું મોટું થઈ જાય એમ છે. તેમ સામાન્ય વાચકને તે ઉપયોગી પણ નથી અને રસમય લાગે એમ પણ નથી. માટે આટલુંજ કહીને બીજા વિષય તરફ વળું છું.

## એમના પૂર્વાશ્રમના પૂર્વજો.

ઉપરોક્ત હરિલીલા-વ્યાખ્યા, વેદાન્તકલ્પલતિકા અને ભગવદ્ભક્તિરસા

ચનના ઉપોદ્‌ઘાતોમાંથી મધુસૂદન સરસ્વતીના પૂર્વાશ્રમના પૂર્વજો વિષે ઘણી આહિતી મળી આવે છે તે પ્રમાણે એમના ૮ મી પેઢીના પૂર્વજ શ્રી રામ મિશ્ર અથવા શ્રી રામચન્દ્ર ભટ્ટાચાર્ય શુક્લ યજુર્વેદની માધ્યન્દિની શાખાના કાશ્યપ ગોત્રના બ્રાહ્મણ હતા અને મૂળ કનોજના રહેવાસી હતા અને શાહબુદ્દીન ઘોરીએ ઈ સ ૧૧૮૪ મા જ્યાર તે શહેર ઉપર ચઢાઈ કરી અને શહેર કબજે કરી ત્યાની પ્રજા ઉપર જુલમ કરવા માડયો ત્યારે તે મહકુટુમ્બ કનોજ છોડીને ગૌડાધિપતીના આશ્રય નીચે બર્દવાન જીલ્લામા નવદ્વીપ અથવા નડીઆદના જઈને રહ્યા હતા એ કુટુમ્બની બીજી ચાર પેઢી શ્રી રામના પુત્ર ગોપાલ મિશ્ર તેના માધવ મિશ્ર તેના સનાતન મિશ્ર તેના ગણપતિ મિશ્ર એ પ્રમાણે થઈ ગઈ ત્યા સુધી કાઈ જાણવા જેગ બનાવ બન્યો હોય એમ જણાતુ નથી ગણપતિ મિશ્રના પુત્ર ગુણાર્ણવાચાર્ય નડીઆ છોડીને પોતાના મસગ મધુમતિ નદી ઉપર યશોહરમા રહેતા હતા ત્યા જઈને રહ્યા આપણા ચરિત્રનાયક ના પૂર્વાશ્રમના પિતા પુરન્દરાચાર્ય તે આ ગુણાર્ણવાચાર્ય ના પુત્ર હતા એક વખતે માધવપાશા નામના શહેર ના હિંદુ રાજાએ તેને પોતાના શહેરમા આવવાનુ આમત્રણ મોકલ્યુ હતુ અને ત્યા તે ગયા હતા ત્યાથી પાછા ફરતા વચ્ચે ઉનિપાડા ગામનુ ઉનશીયા નામનુ પર એમને બહુ પસંદ પડી ગયુ તથી તેમણે ત્યા પોતાનો કાયમનો મુકામ કર્યો ત્યા એમના પુત્ર પુરન્દરાચાર્ય એક ઘર બાંધીને તેને પુરન્દર વાટિકા એવુ નામ આપ્યુ અને ત્રિગુણામૂર્તિ કાનિકાની એક મૂર્તિનુ સ્થાપન કરીને નવુ મદીર બધાવ્યુ હતુ જેના અવશેષો હજી મોજૂદ છે

એ પુરન્દરાચાર્યને ચાર પુત્રો હતા (૧) શ્રીનાથ (૨) યાદવાનન્દ (૩) કમલનયન અને (૪) વાગીશચન્દ્ર તેમાથી ચોથો નાની ઉમરમા ગુજરી ગયો હતો પરતુ પહેલા ત્રણ આગળ જતા શ્રીનાથ ચૂડામણિ યાદવાનન્દ ન્યાયાચાર્ય અને મધુસૂદન સરસ્વતી એ નામોથી અનુક્રમે પ્રસિદ્ધિને પામ્યા

### કમલનયનના મધુસૂદન સરસ્વતી કેમ થયા?

કમલનયનને વૈરાગ્ય કેમ આવ્યો અને તેણે સન્યાસ કેમ લીધો તેની કથા એવી છે કે યાદવાનન્દ અને કમલનયન બન્નેએ હરિરામ તર્કવાગીશના હાથ તળે નડીઆમા સારો વિદ્યાભ્યાસ કર્યા પછી એક વખતે પુરન્દરાચાર્ય તે બન્નેને લઈને માધવપાશાના રાજદરબારમા ગયા અને પોતાના પુત્રો કેવા બુદ્ધિમાન અને વિદ્વાન છે તે ત્યાના રાજાની જાણમા આણ્યુ પછી પાછા

ફરતા પોતે જે જગાએ ઘર બાંધ્યુ હતુ તે જગા દાનમા આપવા માગણી કીધી રાજાએ તે માન્ય રાખી નહીં અને નિરાશ થઇને ત્રણે જણા પાછા ફર્યા ત્રણેમાથી કમલનયનના મનમા કાંઈક ઔર અસર થઈ તેને એમજ થઇ ગયુ કે વિદ્યા ભણીને યજમાનોના મનનું રંજન કરીને આજીવિકા ચલાવવી તેના કરતા કામના માત્રનો ત્યાગ કરીને નિશ્રેયસનુ સાધન કરવામા જીવન વ્યતીત કરવુ વધારે ઇષ્ટ છે તેથી તેણે સન્યાસ લેવા માટે પિતાની આજ્ઞા માગી પ્રથમ તો તેણે ઘણી આનાકાની કરી પરતુ જ્યારે તેણે જોયુ કે એણે દૃઢ નિશ્ચય કર્યો છે ત્યારે તેણે જવાની પરવાનગી આપી તે ત્યાથી નિકળ્યા તે યશોહર આગળ મધુમતિમા પૂર જોઇને અટક્યા અને ઉપર જણાવેલો ચમત્કાર બન્યો પછી તે ચાલતા ચાલતા કાશી પહોચ્યા

## એમનો કાશીનિવાસ.

ત્યા એમને શ્રી વિશ્વેશ્વર સરસ્વતી અને શ્રી માધવ સરસ્વતી સાથે સમાગમ થયો તેમાથી પહેલા પાસે એમણે સન્યાસદીક્ષા લીધી અને બીજા પાસે ઉપનિષદો વગેરે ગ્રન્થોનો અભ્યાસ કીધો કાશીમા એઓ ચતુઃષ્ટિઘાટ ઉપર ગોપાળમઠમા રહેતા હતા ત્યા રહીનેજ એમણે ભગવદ્ભક્તિરસાયન, ભાગવતપ્રથમશ્લોક-વ્યાખ્યા, મહિમ્નસ્તોત્ર-ટીકા સિદ્ધાન્તબિન્દુ, ગૂઢાર્થદીપિકા, વેદાન્તકલ્પલતિકા, અદ્વૈતસિદ્ધિ વગેરે ગ્રન્થો રચ્યા હોવા જોઇએ એમના કાશીનિવાસ માટેની આખ્યાયિકા એવી છે કે એમણે પોતાની વિદ્વત્તા અને ભક્તિપરાયણતાને લીધે ત્યા ઘણી પ્રતિષ્ઠા મેળવી હતી એક વખતે કવિ તુલસીદાસ જે પણ કાશીમા રહેતા હતા તેમણે પોતાનુ રામચરિતમાનસ (તુલસીકૃત રામાયણ) મધુસૂદન મુનિને જોવા મોકલ્યું તેમણે તે જોઇને તેના મૂલ્યાંકન તરીકે નીચેનો શ્લોક જોડીને લખી મોકલ્યો —

आनन्दकानने काश्यां तुलसी जङ्गमस्तरु ।
कवितामञ्जरी यस्य रामभ्रमरचुम्बिता ॥

બીજી તેજ બાબતની આખ્યાયિકા એવી છે કે અકબર બાદશાહે મધુસૂદન સરસ્વતીની વિદ્વત્તાના વખાણ સાંભળ્યા તે ઉપરથી તેણે તેમને દિલ્લી બોલાવ્યા તેના દરબારમા અનેક પડિતો હતા તેઓ એમની વિદ્વત્તાની વિશાળતા જોઇને એવા દંગ થઈ ગયા કે એક જણે ત્યાજ તેની પ્રશસાનો એક શ્લોક જોડી કહી નાખ્યો તે શ્લોક આ છે —

वेत्तिपारं सरस्वत्या मधुसूदन सरस्वती ।
मधुसूदनसरस्वत्या वेत्ति पार सरस्वती ॥

વળી એક ત્રીજી આખ્યાયિકા એવી છે કે અકબર બાદશાહના રાજ્યમા મુસલમાન ફકીરો ગમે તે કરે તો પણ બાદશાહના અમલદારો તેને કાંઈ શિક્ષા કરી શકતા નહીં અને લીધે હિંદુ સન્યાસીઓને બહુ ત્રાસ થવા માડયો અને તેમણે અહિંસા વ્રત લીધેલુ એટલે તેમને જે થાય તે સહન કરી લેવાનોજ પ્રસગ આવતો આથી એક વખતે મધુસૂદન સરસ્વતીએ બાદશાહ પાસે જઇને વિનતી કરી કે આનો કઈ બંદોબસ્ત થવો જોઇએ રાજા બીરબલ એમની મુલાકાત વખતે હાજર હતો તેમણે એવી યુક્તિ સુઝાડી કે બ્રાહ્મણ શિવાય ઇતર વર્ગના હિંદુઓને સન્યાસની દીક્ષા આપવા માડવી અને તેઓ આયુધ ધારણ કરીને બ્રાહ્મણ સન્યાસીઓનુ તેમજ પોતાનુ રક્ષણ કરે આ સુચના મધુસૂદનને ગળે ઉતરી અને તેમણે જેવુ ફકીરોને રાજ્યતરફનુ રક્ષણ હતુ તેવુજ આ શસ્ત્રધારી સન્યાસીઓને પણ હોવુ જોઇએ એમ બાદશાહને જણાવ્યુ તેમણે તે કબુલ રાખ્યુ અને ત્યાર પછી મધુસૂદને સન્યાસીઓમા એવો બદોબસ્ત કીધો કે બ્રાહ્મણેતર હિંદુઓને પણ સન્યાસ દીક્ષા આપવી પરતુ તેમને શસ્ત્રધારણની છૂટ આપવી અને તેઓ બ્રાહ્મણ સન્યાસીઓનુ તેમજ પોતાનુ રક્ષણ કરે આને લીધેજ ઉત્તર હિંદુસ્થાનમા સન્યાસીઓના ૧૦ વર્ગમાથી તીર્થ આશ્રમ અને સરસ્વતી એ ત્રણ વર્ગોમા માત્ર બ્રાહ્મણોથીજ પ્રવેશ થઈ શકે છે પરતુ બાકીના ગિરિ, પુરી વગેરે સાતમા બીજા કોઈ પણ વર્ણના હિંદુથી પ્રવેશ થઇ શકે છે દક્ષિણ હિંદમા, ગુજરાતમા તથા મહારાષ્ટ્રમા તો બધાય સન્યાસીના વર્ગો બ્રાહ્મણો માટેજ જાળવી રાખેલા છે

કાશીવાસ દરમ્યાન આ મધુસૂદન સરસ્વતીએ અનેક શિષ્યો કીધેલા એમ જાણવામા આવ્યુ છ પરતુ તે પૈકી જાણીતા માત્ર બેજ છે, (૧) પુરુષોત્તમ સરસ્વતી જેણે સિદ્ધાન્તબિન્દુ ઉપર બિન્દુસદીપન નામની ટીકા રચી છે અને (૨) શેષકૃષ્ણનો પુત્ર શેષગોવિન્દ જેણે સર્વવેદાન્તસિદ્ધાન્તરહસ્ય નામનો ગ્રન્થ રચ્યો છે

### એમનો દેહત્યાગ.

એમણે કાશી ક્યારે અને શા કારણથી છોડયુ તે જાણવામા આવ્યુ

કરતા પોતે જે જગાએ ઘર બાંધ્યુ હતુ તે જગા દાનમા આપના માગણી કીધી રાજાએ તે માન્ય રાખી નહીં અને નિરાશ થઇને ત્રણે જણા પાછા ફર્યા એણેમાથી કમલનયનના મનમા કાઈક ઔર અસર થઈ તેને એમજ થઇ ગયુ કે વિદ્યા ભણીને યજમાનોના મનનુ રજન કરીને આજીવિકા ચલાવવી તેના કરતા મમના માત્રનો ત્યાગ કરીને નિશ્રેયસનુ સાધન કરવામા જીવન વ્યતીત કરવુ વધારે ઇષ્ટ છે તેથી તેણે સન્યાસ લેવા માટે પિતાની આજ્ઞા માગી પ્રથમ તો તેણે ઘણી આનાકાની કરી પરતુ જ્યારે તેણે જોયુ કે એણે દૃઢ નિશ્ચય કર્યો છે ત્યારે તેણે જવાની પરવાનગી આપી તે ત્યાથી નિકળ્યા તે યશોહર આગળ મધુમતિમા પૂર જોઇને અટક્યા અને ઉપર જણાવેલો ચમત્કાર બ યો પછી તે ચાલતા ચાલતા કાશી પહોચ્યા

## એમનો કાશીનિવાસ.

ત્યા એમને શ્રી વિશ્વેશ્વર સરસ્વતી અને શ્રી માધવ સરસ્વતી સાથે સમાગમ થયો તેમાથી પહેલા પાસે એમણે સન્યાસદીક્ષા લીધી અને બીજા પાસે ઉપનિષદો વગેરે ગ્રથોનો અભ્યાસ કીધો કાશીમા એઓ ચતુઃષ્ટિઘાટ ઉપર ગોપાળમઠમા રહેતા હતા ત્યા રહીનેજ એમણે ભગવદ્ભક્તિરસાયન ભાગવતપ્રથમશ્લોક-વ્યાખ્યા મહિમ્નસ્તોત્ર-ટીકા સિધ્ધાન્તબિન્દુ ગૂઢાર્થદીપિકા વેદાન્તકલ્પલતિકા અદ્વૈતસિદ્ધિ વગેરે ગ્રન્થો રચ્યા હોવા જોઇએ એમના કાશીનિવાસ માટેની આખ્યાયિકા એવી છે કે એમણે પોતાની વિદ્વત્તા અને ભક્તિપરાયણતાને લીધે ત્યા ઘણી પ્રતિષ્ઠા મેળવી હતી એક વખતે કવિ તુલસીદાસ જે પણ કાશીમા રહેતા હતા તેમણે પોતાનુ રામચરિતમાનસ (તુલસીકૃત રામાયણ) મધુસૂદન મુનિને જોવા મોકલ્યુ તેમણે તે જોઇને તેના મન્યાકન તરીક નીચેનો શ્લોક જોડીને લખી મોકલ્યો —

> आनन्दकानने कश्चित्‌ तुलसी जङ्गमस्तरु ।
> कवितामञ्जरी यस्य रामभ्रमरचुम्बिता ॥

બીજી તેજ બાબતની આખ્યાયિકા એવી છે કે અકબર બાદશાહે મધુસૂદન સરસ્વતીની વિદ્વત્તાના વખાણ સાભળ્યા તે ઉપરથી તેણે તેમને દિલ્લી બોલાવ્યા તેના દરબારમા અનેક પડિતો હતા તેઓ એમની વિદ્વત્તાની નિશા જોઇને એવા છક થઈ ગયા કે એક જણે ત્યાજ તેની પ્રશસાનો એક શ્લોક જોડી કહી નાખ્યો તે શ્લોક આ છે —

वेत्तिपार सरस्वत्या· मधुसूदन सारस्वती ।
मधुसूदनसरस्वत्या वेत्ति पार सारस्वती ॥

વળી એક ત્રીજી આખ્યાયિકા એવી છે કે અકબર બાદશાહના રાજ્યમાં મુસલમાન ફકીરો ગમે તે કરે તો પણ બાદશાહના અમલદારો તેને કાંઈ શિક્ષા કરી શકતા નહીં આને લીધે હિંદુ સંન્યાસીઓને બહુ ત્રાસ થવા માંડયો અને તેમણે અહિંસા વ્રત લીધેલું એટલે તેમને જે થાય તે સહન કરી બેસવાનોજ પ્રસંગ આવતો આથી એક વખતે મધુસૂદન સરસ્વતીએ બાદશાહ પાસે જઈને વિનંતી કરી કે આનો કાંઈ બંદોબસ્ત થવો જોઇએ રાજા બીરબલ એમની મુલાકાત વખતે હાજર હતો તેમણે એવી યુક્તિ સુઝાડી કે બ્રાહ્મણ શિવાય ઇતર વર્ગના હિંદુઓને સંન્યાસની દીક્ષા આપવા માંડવી અને તેઓ આયુધ ધારણ કરીને બ્રાહ્મણ સંન્યાસીઓનું તેમજ પોતાનું રક્ષણ કરે આ સૂચના મધુસૂદનને ગળે ઉતરી અને તેમણે જેવું ફકીરોને રાજ્યતરફનું રક્ષણ હતું તેવુંજ આ શસ્ત્રધારી સંન્યાસીઓને પણ હોવું જોઇએ એમ બાદશાહને જણાવ્યું તેમણે તે કબુલ રાખ્યું અને ત્યાર પછી મધુસૂદને સંન્યાસીઓમાં એવો બંદોબસ્ત કીધો કે બ્રાહ્મણેતર હિંદુઓને પણ સંન્યાસ દીક્ષા આપવી પરંતુ તેમને શસ્ત્રધારણની છૂટ આપવી અને તેઓ બ્રાહ્મણ સંન્યાસીઓનું તેમજ પોતાનું રક્ષણ કરે આને લીધેજ ઉત્તર હિંદુસ્થાનમાં સંન્યાસીઓના ૧૦ વર્ગમાંથી તીર્થ, આશ્રમ અને સરસ્વતી એ ત્રણ વર્ગોમાં માત્ર બ્રાહ્મણોથીજ પ્રવેશ થઈ શકે છે પરંતુ બાકીના ગિરિ, પુરી વગેરે સાતમાં બીજા કોઈ પણ વર્ણના હિંદુથી પ્રવેશ થઇ શકે છે દક્ષિણ હિંદમાં, ગુજરાતમાં તથા મહારાષ્ટમાં તો બધાય સંન્યાસીના વર્ગો બ્રાહ્મણો માટેજ જાળવી રાખેલા છે

કાશીવાસ દરમ્યાન આ મધુસૂદન સરસ્વતીએ અનેક શિષ્યો કીધેલા એમ જાણવામાં આવ્યું છે પરંતુ તે પૈકી જાણીતા માત્ર બેજ છે, (૧) પુરુષોત્તમ સરસ્વતી જેણે સિદ્ધાન્તબિન્દુ ઉપર બિન્દુસંદીપન નામની ટીકા રચી છે અને (૨) ગોપકૃષ્ણનો પુત્ર શેષગોવિન્દ જેણે સર્વવેદાન્તસિદ્ધાન્તરહસ્ય નામનો ગ્રન્થ રચ્યો છે.

### એમનો દેહત્યાગ.

એમણે કાશી ક્યારે અને શા કારણથી છોડયું તે જાણવામાં આવ્યું

નથી પરંતુ એટલું જાણવામાં આવ્યું છે કે એમણે ૧૦૭ વર્ષની વૃદ્ધ વયે હરદ્વારમાં દેહત્યાગ કર્યો હતો.

## એમનું જીવનકાર્ય.

### (અ) અદ્વૈત સિદ્ધાન્તનું રક્ષણ.

ઉપર કહેલું છે કે જે મધુસૂદન સરસ્વતીએ મહિમ્નસ્તોત્રની શિવ-વિષ્ણુપરત્વે વ્યાખ્યા રચી હતી તેમણેજ અદ્વૈતસિદ્ધિ, અદ્વૈતરત્નરક્ષણ, વેદાન્તકલ્પલતિકા, સિદ્ધાન્તબિન્દુ, ગૂઢાર્થદીપિકા, સંક્ષેપશારીરક–સારસંગ્રહ એટલા અદ્વૈત વેદાન્તના ગ્રન્થો રચ્યા હતા તે પૈકી અદ્વૈતસિદ્ધિ એમનો સૌથી ઉત્તમ ગ્રન્થ છે. એ ગ્રન્થમા એમણે એમ સિદ્ધ કર્યું છે કે ન્યાયશાસ્ત્ર પ્રમાણે દ્વૈત સિદ્ધજ થઇ શકતુ નથી, અદ્વૈતજ સિદ્ધ થાય છે. તે કરવામા એમણે પોતાનું નવ્ય ન્યાયનુ અપૂર્વ જ્ઞાન પ્રદર્શિત કર્યું છે. એમ કહેવાય છે કે ગદાધર ભટ્ટાચાર્ય નામના એક પ્રખર નવ્ય ન્યાયના જાણનારને પણ એમણે વાદના મહાત કીધા હતા એ ગ્રન્થ રચવાનુ કારણ એ હતુ કે શ્રી શંકરાચાર્યના અદ્વૈત-સિદ્ધાન્ત ઉપર તત્ત્વદીપિકા નામનો ચિત્સુખાચાર્યનો ગ્રન્થ છે તેમા શ્રી હર્ષના ખંડન-ખંડ-ખાદ્યની પદ્ધતિએ તે સિદ્ધાન્તનુ પ્રતિપાદન તેની સામેના પ્રહારોનો પ્રતિકાર કરીને કરેલુ છે. તેનુ ખંડન મધ્વસમ્પ્રદાયના વ્યાસાર્યએ ન્યાયામૃત નામના ગ્રન્થમા કર્યું છે તેમા જે જે દલીલો નવી કીધેલી છે તેનો રદીઓ મધુસૂદન સરસ્વતીએ નવ્ય ન્યાયની પદ્ધતિથી અદ્વૈતસિદ્ધિમા આપ્યો છે તેનો જવાબ રામતીર્થે તરઙ્ગિણીમા આપ્યો છે અને તેનો ગૌડ બ્રહ્માનન્દે લઘુચન્દ્રિકા ઉર્ફે ગૌડ બ્રહ્માનન્દીયમા, તેનો વનમાલીમિશ્રીયમા અને તેનો અદ્વૈત-સિદ્ધાન્તવૈજયન્તિમા છે. આ પ્રમાણે અદ્વૈત વેદાન્તીઓ અને દ્વૈતવેદાન્તીઓ વચ્ચેના વાગ્યુદ્ધમા એક દાવ તરીકે ગોવાયનો આપણા કર્તાનો અદ્વૈતસિદ્ધિ ગ્રન્થ છે. તેણેથી વિદ્વાનોમા એના કર્તાને સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત થયેલી છે. વળી અદ્વૈતરત્નરક્ષણમા અદ્વૈતવેદાન્ત ઉપર નવીન નૈયાયિકોએ જે પ્રહાર કરેલા તેનો પ્રતીકાર તેમના શાસ્ત્રનોજ ઉપયોગ કરીને કરેલો છે અને અદ્વૈત-સિદ્ધાન્તરૂપી રત્નનુ રક્ષણ કરેલુ છે આ પ્રમાણે મધુસૂદન સરસ્વતીએ વેદાન્તશાસ્ત્રની એક મહત્ત્વની સેવા બજાવી છે

## (આ) એકદેશીમતોનો સમન્વય.

એમણે જે એક બીજી સેવા બજાવી છે તે એ છે કે શ્રીશંકરાચાર્યના મૂળ સિદ્ધાન્તને વળગી રહેતા છતા પણ એના અનુયાયિઓએ કેટલીક ગૌણ બાબતમા મતભેદ પ્રદર્શિત કર્યા હતા તે સર્વની એકવાક્યતા બતાવવાને સારૂ હતી. ઉદાહરણાર્થ શાંકરસિદ્ધાન્ત એવો છે કે સત્ય અને નિત્ય વસ્તુ એક અને અદ્વિતીય છે અને તે નિર્ગુણ, નિરાકાર અને નિર્વિકાર છે. પરંતુ તે આપણા અજ્ઞાનને લીધે અનેક, સગુણ, સાકાર, સવિકાર અને અર્થાત્ અસત્ય અને અનિત્ય રૂપે ભાસે છે એટલે કે જગત બ્રહ્મનુ વિવર્ત સ્વરૂપ છે. શંકરાચાર્યે પોતે શુક્તિરજત, રજ્જુસર્પ વગેરેના દૃષ્ટાન્તો તે સમજાવવાને આપેલા છે પરંતુ એક બ્રહ્મ તે અનેક જીવ અગર જ્ઞાતારૂપે શી રીતે ભાસે અને અનેક જ્ઞેયવસ્તુરૂપે શી રીતે ભાસે તે સઘળું સ્પષ્ટપણે ન્યાયપુરઃસર પ્રતિપાદન કર્યું ન હોતુ તેને લીધે એના અનુયાયિઓમા એ બાબતમા મતભેદ ઉત્પન્ન થયો હતો અને તેમના જુદા જુદા મતો વાદોના નામથી ઓળખાવા લાગ્યા હતા. પ્રથમ એમના એક પટ્ટશિષ્ય અને બૃહદારણ્યભાષ્યવાર્તિક અને નૈષ્કર્મ્યસિદ્ધિના કર્તા સુરેશ્વરાચાર્યે આભાસવાદનુ પ્રતિપાદન કર્યું. એ વાદપ્રમાણે અનેક જીવો (જ્ઞાતાઓ) અને અનેક વસ્તુઓ (જ્ઞેયો) માત્ર બ્રહ્મના આભાસ છે, પૃથક્ વસ્તુ નથી. બીજો અવચ્છેદવાદ ભામતીના કર્તા વાચસ્પતિ મિશ્રએ રજુ કર્યો હતો. એ વાદપ્રમાણે બ્રહ્મની અનન્ત શક્તિને ઉપાધીની અવચ્છેદ યાને પરિમિતતા આવે છે તેને લીધે જ્ઞાતા અને જ્ઞેયના અનેક સ્વરૂપો ભાસે છે. ત્રીજો બિમ્બપ્રતિબિમ્બવાદ. એના બે ભેદ છે. એ સંક્ષેપશારીરકકાર સર્વજ્ઞાત્મા અને વિવરણકાર પ્રકાશાત્મા એ પ્રચલિત કર્યો હતો. એ વાદ એવો છે કે બ્રહ્મ એ બિમ્બ છે અને સજીવ અને નિર્જીવ વસ્તુઓ એ પ્રતિબિમ્બો છે અને તેના આદર્શ અન્તઃકરણો છે. સર્વજ્ઞાત્મા એમ માને છે કે એ પ્રતિબિમ્બો મિથ્યા છે, પૃથક્ સત્ય વસ્તુઓ નથી અને પ્રકાશાત્મા એમ માને છે કે પ્રતિબિમ્બ પડતા લગી બ્રહ્મ એકજ સત્ય વસ્તુ હોય છે, એ વાત ખરી પરંતુ જ્યારથી તે ઉપાધિના સમાગમમા આવે છે અને તે પ્રતિબિમ્બિત થાય છે ત્યારથી પ્રતિબિમ્બો અર્થક્રિયાકારિત્વવાળી પૃથક્ વસ્તુઓ બને છે. ચોથો એકજીવવાદ અથવા દૃષ્ટિસૃષ્ટિવાદ છે તે વેદાન્તનો મુખ્ય સિદ્ધાન્ત છે. તે ગૌડપાદને અને શંકરાચાર્યને

માન્ય હતો. તે વાદપ્રમાણે ઉવોસુધ્ધા સૃષ્ટિનું પૃથક્ અસ્તિત્વ છેજ નહીં. માત્ર મનની કલ્પનાને લીધે તે પૃથક્ ભાસે છે, દૃષ્ટિને લીધેજ સૃષ્ટિ છે, દૃષ્ટા ન હોય તો દૃશ્ય પણ હોઈ શકે નહીં, માટે પારમાર્થિક દૃષ્ટિએ બ્રહ્મશિવાય કોઈ જુદી વસ્તુજ નથી અને તેથી એવી વસ્તુઓ કેમ ઉત્પન્ન થઈ તે જાણવાનુ જો કે વસ્તુના જોનારની દૃષ્ટિએ ઉપયોગી ખરૂં પણ પારમાર્થિક દૃષ્ટિએ નહીં અને તેને માટે એટલુંજ જાણવું બસ છે કે તે વાસ્તવિકરીતે ઉત્પન્ન થઈજ નથી, તે ઉત્પન્ન થયલી અસ્તિત્વ ધરાવતી અને નષ્ટ થતી લાગે છે એ માત્ર અનાદિકાળથી ચાલ્યો આવતો ભ્રમ છે અને તે ભ્રમ જ્યારે સત્ય વસ્તુનુ જ્ઞાન થાય છે ત્યારે દૂર થાય છે. મધુસૂદન સરસ્વતીએ સિધ્ધાન્તબિન્દુમાં અદ્વૈત વેદાન્તના સિધ્ધાન્ત સાથે આ ભિન્નમતો કેવી રીતે બંધબેસતા આવે છે તેની ચર્ચા કીધી છે અને છેવટે એવો નિર્ણય આપ્યો છે કે એમાથી કોઇ પણ વાદનુ ગ્રહણ કરવાથી સિધ્ધાન્તને બાધ આવતો નથી અને તેથી સૌએ પોતપોતાની રૂચિપ્રમાણે કોઇપણ વાદનુ ગ્રહણ કરી મુખ્ય સિધ્ધાન્ત વિષે દૃઢ-નિશ્ચય કરવો જોઇએ અને તેમ કરવામા જે વિરોધી લાગે તેનો ત્યાગ કરવો જોઇએ

## (ઘ) યોગશાસ્ત્ર અને વેદાન્તશાસ્ત્રના પરસ્પર સબંધનું સ્પષ્ટીકરણ.

વેદાન્ત સિધ્ધાન્તનુ શ્રી શંકરાચાર્યે પ્રતિપાદન કર્યું છે તે પ્રમાણે વેદાન્તશાસ્ત્રના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી એટલે કે કેવળ જ્ઞાનમાર્ગથી બ્રહ્મ અને આત્માના ઐક્યનો સાક્ષાત્કાર થાય છે. તેથી પ્રશ્ન એ ઉઠે છે કે ત્યારે યોગમાર્ગને આ પ્રક્રિયામા સ્થાન ખરૂ કે નહીં. આ પ્રશ્નનો વિચાર મધુસૂદન સરસ્વતીએ ગૂઢાર્થદીપિકાના ઉપોદ્ઘાતરૂપ શ્લોકોમા અને ભગવદ્ગીતા ૬. ૨૯ ઉપરની ટીકામા કીધેલો છે. તે બેનો એકત્ર વિચાર કરતા લાગે છે કે એઓ એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે ભેદભાવ ટાળવા માટે જે ચિત્તની થોડી પણ સ્થીરતાની જરૂર છે તે જ્ઞાનમાર્ગનો અગર યોગમાર્ગનો આશ્રય લીધાથી સિધ્ધ થઈ શકે છે અને તે થયેથી સ્વરૂપનો નિશ્ચય થાય છે અને તેથીજ સચિતકર્મ અને ક્રિયમાણકર્મનો નાશ થાય છે. પરંતુ પ્રારબ્ધકર્મ જે વાસનાનુ મૂળ છે તેનો નાશ થતો નથી. તેને માટે તો સયમનીજ જરૂર છે. સયમ એ યોગપરિ-ભાષાનો શબ્દ છે અને તેમા ધારણા, ધ્યાન અને સમાધીનો સમાવેશ થાય

છે. તે સંયમ મેળવવામાં અષ્ટાંગયોગનાં પ્રથમ પાંચ અંગો—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, અને પ્રત્યાહાર—ઉપયોગી પડે છે. અને જ્યારે સંયમ પાકો સધાય ત્યારેજ વાસનાનો ક્ષય થાય છે. આમ જ્યારે સ્વરૂપનિશ્ચય, ચિત્તનાશ અને વાસનાક્ષય એ ત્રણેય સધાય ત્યારેજ જીવન્મુક્ત દશા પ્રાપ્ત થાય છે. ભક્તિરસાયનનાં પહેલાં શ્લોક ઉપરની ટીકામા પણ એઓ કહે છે કે અષ્ટાંગયોગનો જ્ઞાનયોગમાં અન્તર્ભાવ થાય છે એમ સમજી લેવુ. આથી એમ ચોખ્ખુ જણાય છે કે આ મુનીએ જે બીજી એક મહત્ત્વની સેવા બજાવી છે તે એ છે કે એમણે એમ સ્પષ્ટ કીધું છે કે જ્ઞાનમાર્ગમાં પણ યોગાનુષ્ઠાન આવશ્યક છે અને તે જે ન કરે તે માત્ર શુષ્કજ્ઞાની ગણે. સ્વરૂપનો અનુભવી અને વાસનારહિત બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્ત બની શકે નહીં.

## (ઈ) ભક્તિયોગ અને જ્ઞાનયોગ વચ્ચેના અવિરોધનું પ્રતિપાદન.

મધુસૂદન સરસ્વતી જેવા એક તરફથી શ્રી શંકરાચાર્યના દૃઢ અનુયાયિ હતા તેવા બીજી તરફથી શ્રીકૃષ્ણચન્દ્રના પરમભક્ત હતા. અદ્વૈતસિદ્ધિ, સારસંગ્રહ, અને અદ્વૈતરત્નરક્ષણ જેવા એમના દ્વૈત અને દ્વૈતાભાસનુ પણ સુદૃઢપણે ખંડન કરનારા ગ્રન્થોમા એમણે એવા કેટલાક શ્લોકો મુક્યા છે કે જે ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે નિર્વિશેષ બ્રહ્મજ પરમ સત્ય છે એવો નિશ્ચય હોવા છતાં એમનું હૃદય ભગવત્પ્રેમરસથી છલકાતુ હતુ. શ્રી ગોકુળ-વૃન્દાવનના યદુનન્દન કૃષ્ણને એઓ સચ્ચિદાનન્દઘન બ્રહ્મની નરાકૃતિ માનતા હતા અને તેના સાક્ષાત્કારને તથા તદાકારવૃત્તિને પરિણામે તેની સાથેના અભેદને યોગની સિદ્ધિ માનતા હતા. આ શિવાય એમણે ભક્તિરસાયન નામનો સ્વતંત્ર ગ્રન્થ પણ રચ્યો છે. તેમા ભક્તિને યોગની કક્ષામા મુકી છે. તેમા સિદ્ધ કર્યા પ્રમાણે એમના મનથી ભક્તિ એટલે માત્ર બાહ્યોપચારથી મૂર્તિપૂજન અને તાલમૃદંગ વગેરે સાથેનુ કીર્તનજ નહીં. પરંતુ ભાવનારૂપી માનસિકોપચારથી અન્તર્યામિનુ આરાધન અને આત્મનિવેદનસહિત ચિંતન પણ ખરૂં. વાસ્તવિક રીતે ભક્તિ એ એક જાતનો યોગજ છે અને તે યોગ માટેની યોગ્યતા દ્રુતચિત્તત્વને લીધે આવે છે, કારણ જો પ્રભુ માટેના પ્રેમના રસથી હૃદય આર્દ્ર ન થયુ હોય તો એ માર્ગનુ ગ્રહણ થઇ શકે નહીં. જેના હૃદયમાં તે રસનો ઝરો ન ફુટતો હોય તેને માટે જ્ઞાનમાર્ગજ ઇષ્ટ છે. તે ફુટતો હોય તો સાધન ભક્તિ, એટલે ભગવત્કથાશ્રવણ વગેરેથી તત્ત્વજ્ઞાન દૃઢ થાય છે અને વિષયવિમુખતા યાને વૈરાગ્યની પ્રાપ્તિ

કામશાસ્ત્ર સહિત આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ (નૃત્ય અને સંગીત શાસ્ત્ર) તથા રાજનીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, ગજશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સૂપકારશાસ્ત્ર (પાકશાસ્ત્ર) અને ચતુઃષષ્ટીકલાશાસ્ત્ર એ સર્વ જેમાંથી ઉદ્‌ભવ્યાં છે તે અર્થશાસ્ત્રનો સમાવેશ કીધો છે.

કર્તાનો આશય એવો લાગે છે કે જે છ આસ્તિક દર્શનો— વૈશેષિક અને ન્યાય, સાંખ્ય અને યોગ તથા પૂર્વ અને ઉત્તર મીમાંસા—છે તેમાં આ અષ્ટાદશ વિદ્યાઓનો સમાવેશ થઈ જાય છે. નાસ્તિક દર્શનો એથી ભિન્ન છે. તેનો સીધી રીતે આ ગ્રન્થમાં ઉલ્લેખ નથી કારણ કે તે વેદબાહ્ય છે. પરંતુ તેમાંનાં મુખ્યત્વે ત્રણ એટલે કે બૌધ્ધ, જૈન અને ચાર્વાક દર્શનોનાં અને તે પૈકી બૌધ્ધ દર્શનના ચાર પેટા વિભાગોનાં મહત્ત્વનાં લક્ષણોનો ઉલ્લેખ આપણા કર્તાએ પૂર્વપક્ષીના મ્હોંમાં મુકીને કીધો છે. તેનું પણ એક નાનું વંશવૃક્ષ તૈયાર કરી આ સાથે જોડયું છે. (જુઓ પરિશિષ્ટ નં ૨).

આ પ્રમાણે મધુસૂદન સરસ્વતીએ (અ) અદ્વૈતસિધ્ધાન્તનુ રક્ષણ, (આ) એકદેશી મતોનો સમન્વય, (ઇ) યોગશાસ્ત્ર અને વેદાન્તશાસ્ત્રના પરસ્પર સમ્બન્ધનુ સ્પષ્ટીકરણ, (ઈ) ભક્તિયોગ અને જ્ઞાનયોગ વચ્ચેના અવિરોધનું પ્રતિપાદન, (ઉ) ઉપનિષદો અને પાંચરાત્રદર્શનની એકવાક્યતા, (ઊ) શિવ અને વિષ્ણુના ઐક્યનું પ્રતિષ્ઠાપન અને (એ) વૈદિક અને લૌકિક વાઙ્મયના ઇતિહાસની રૂપરેખાનુ આલેખન, એટલાં મહત્ત્વનાં કાર્ય કર્યાં હતાં.

## પ્રસ્થાનભેદની વિશિષ્ટતા.

ઉપરના વિવેચન ઉપરથી જણાશે કે પ્રસ્થાનભેદ જો કે નાનકડો ગ્રન્થ છે છતાં તેની ઘણી વિશિષ્ટતા છે. (૧) પ્રથમ તો તે મધુસૂદન સરસ્વતી જેવા એક પ્રખ્યાત વિદ્વાન અને મહાન તત્ત્વચિંતકે રચેલો ગ્રન્થ છે; (૨) વળી તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે વૈદિક અને લૌકિક વાઙ્મયની રૂપરેખાનુ આલેખન છે; (૩) તે ઉપરાંત તેમાં વૈદિક વાઙ્મય વિષેની એટલી બધી માહિતી છે કે તે જો કોઇએ જાણી લીધી હોય તો પછી કોઈ પણ ગ્રન્થ સમજવો અઘરો પડે નહીં. વાંચકની જાણ માટે મેં તે ઉપરથી એક વૃક્ષ બનાવી આ સાથે જોડયું છે (જુઓ પરિશિષ્ટ નં. ૩), (૪) તેમજ બાદરાયણના બ્રહ્મસૂત્રના અધ્યાયો અને તે દરેકમાંના પાદોમાં ચર્ચેલા વિષયોની પણ માહિતી

એમાં આપેલી છે. તેને લીધે આખાય સૂત્રનો સારાંશ ઝટ નજરમાં આવી જાય એમ છે. તે સૂત્રના અભ્યાસીને એ વિહંગાવલોકન બહુ ઉપયોગી થઈ પડે એમ છે એવું ધારીને તેનું પણ એક વૃક્ષ તૈયાર કરીને આ સાથે જોડયું છે (જુઓ પરિશિષ્ટ નં. ૪), (૫) ધનુર્વેદ જેવી લુપ્ત વિદ્યાના વિશ્વામિત્ર-પ્રણીત આદ્ય ગ્રન્થની અનુક્રમણિકા પણ આપી છે. તે એક જુદા વૃક્ષના રૂપમાં ગોઠવીને આ સાથે જોડી છે કે જેથી તેમાં ક્યા ક્યા વિષયોની ચર્ચા કરવામાં આવી છે તે એકદમ ખ્યાલમાં આવે. (જુઓ પરિશિષ્ટ નં. ૫), (૬) છેવટે એમાં એક કપીલપ્રણીત સાખ્યશાસ્ત્રનો ઉલ્લેખ છે એટલુંજ નહીં પરન્તુ તેની ટુંકમાં અનુક્રમણિકા પણ આપી છે. તપાસ કરતાં એમ માલુમ પડ્યું છે કે સાખ્યશાસ્ત્ર એ નામનો કોઈ ગ્રન્થ પ્રકાશમાં આવ્યો નથી. પરંતુ સાખ્યસૂત્ર નામનો ગ્રન્થ છે અને તે પ્રકાશિત પણ થયેલો છે છતાં તે કેટલાક સંજોગોને લીધે હું જોઇ શક્યો નથી. પૌર્વાત્ય ભાષાપંડિતોનો તેને વિષે એવો મત છે કે જો કે તે કપિલ મુનિના ગ્રન્થ તરીકે પ્રસિદ્ધિમાં મુકવામાં આવ્યો છે તે છતાં તે ઘણો આધુનિક એટલે કે માત્ર ચૌદમી સદીમાં રચાયલો ગ્રન્થ છે. એ બનવા જોગ છે કે આપણા કર્તાએ તેનીજ અનુક્રમણિકા આપી હોય. તેની જો ન હોય તો તે બીજા કોઈ ગ્રન્થની આપી હોવી જોઇએ. શારીરક સૂત્ર તથા શારીરક ભાષ્યમાં એક સાખ્યસ્મૃતિ વિષે સ્પષ્ટ ઉલ્લેખ છે અને તેમાંની દલીલોનું નિરાકરણ તો ઘણેજ ઠેકાણે કરેલું છે. શંકરાચાર્ય તેને સાખ્યતંત્ર પણ કહે છે. વળી વ્યાસના પાતંજલયોગસૂત્ર ૪-૧૩ ઉપરના ભાષ્યમાં તથા च शास्त्रानुशासनम् એમ કહીને એક શ્લોક ટાંક્યો છે અને વાચસ્પતિ મિશ્ર તે ઉપર ટીકા કરતાં કહે છે કે એ ષષ્ઠીતન્ત્રશાસ્ત્રમાંનો શ્લોક છે. આ ઉપરથી એમ લાગે છે કે ષષ્ઠીતન્ત્રશાસ્ત્ર નવમા સૈકા લગી એક પ્રમાણભૂત ગ્રન્થ ગણાતો હતો. બાદરાયણ વ્યાસે તથા શંકરાચાર્યે જે "સ્મૃતિ" અને "તન્ત્ર" વિષે ઉલ્લેખ કર્યો છે તે આજ હોય એ બનવાજોગ છે. તેથી જો ઉપરોક્ત અનુક્રમણિકા સાખ્યસૂત્રની ન હોય તો ષષ્ઠીતન્ત્રશાસ્ત્રનીજ હોવી જોઇએ. આ પ્રશ્નનો ઉકેલ હું કરી શક્યો નથી તે માટે દિલગીર છું. અહીં તેને ચર્ચાયોગ્ય વિષય તરીકે રજુ કરૂં છું તે એવી આશાથી કે કોઈ બીજો ગુજરાતી તત્ત્વજ્ઞાનરસિક તે ઉપાડી લે અને તે વિષેનો છેવટનો નિર્ણય પ્રમાણપુરઃસર જનતા સમક્ષ રજુ કરે.

થાય છે. પછી શ્રીમદ્‌ભાગવત જેવા ભગવદ્‌ગુણનું માહાત્મ્ય વ્યવસ્થિતપણે ગાનાર એકાદ ગ્રન્થનું શ્રવણ કર્યાથી હૃદય વિશેષ દ્રવીભૂત થાય છે, તેથી તે ભગવદાકારરૂપ બને છે અને વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવના સયોગથી રસનિષ્પત્તિ થાય છે. વિભાવ બે પ્રકારના હોય છે, આલમ્બન વિભાવ એટલે ભગવાન પોતે, અને ઉદ્દીપન વિભાવ એટલે તુલસી, ચદન વગેરે, અનુભાવ એટલે નેત્રવિક્રિયા વગેરે અને વ્યભિચારિભાવ એટલે વૈરાગ્ય વગેરે, એ બધાના સયોગથી ઉત્પન્ન થતો રસ એમને પરમાનન્દના સાક્ષાત્કારરૂપ સ્થાયીભાવ. તેનુજ બીજુ નામ ભક્તિયોગ છે અને તેનેજ રસજ્ઞો પરમ પુરૂષાર્થ કહે છે. આમ ભક્તિનુ પર્યવસાન જ્ઞાનમાજ છે ખરૂ પરતુ ભક્તિ અને બ્રહ્મવિદ્યા એ બે એક નથી કારણ કે તેમની વચ્ચે સ્વરૂપ, સાધન, ફળ અને અધિકારી પરત્વે ભેદ છે

## (ઉ) ઉપનિષદો અને પાંચરાત્ર દર્શનની એકવાકયતા.

ઈશ્વરપ્રતિપત્તિપ્રકાશ નામનો એમનો નાનકડો ગ્રન્થ વેદના ઉપાસના કાડને આધારે લખાયેલો છે તેમા સગુણ બ્રહ્મ યાને ઈશ્વરનુ સ્વરૂપ જાણવા માટે ઉપનિષદો પ્રમાણભૂત છે એમ સિધ્ધ કરીને તેના સ્વરૂપનો નિશ્ચય વાદીમતોના ખડનપૂર્વક અને એકદેશી મતોની એકવાક્યતાપૂર્વક કીધો છે તેમા વિશેષે કરીને સાત્વત એટલે પાચરાત્ર મત પ્રમાણેની વાસુદેવની ઉપાસના વેદબાહ્ય નથી એટલુજ નહીં પરતુ તે ઔપનિષદ મત પ્રમાણેની ઓંકારની ઉપાસનાનુ રૂપાન્તર છે એમ સિદ્ધ કર્યું છે ભાગવતપ્રથમશ્લોક–વ્યાખ્યામા આરભવાદ અને પરિણામવાદનુ ખડન કરી વિવર્તવાદનુ મડન કર્યું છે અને સાત્વત મત વિવર્તવાદનેજ માન્ય રાખે છે અને વિવર્તવાદમા સગુણોપાસનાને પણ સ્થાન છે કારણ કે જ્યાનગી અત્યન્ત અભેદનો સાક્ષાત્કાર થઈ તેનો સર્વત્ર અનુભવ ન થાય ત્યાનગી ઉપાસ્ય અને ઉપાસક, જ્ઞેય અને જ્ઞાતાનો ભેદ રહે છે એમ તેમા સ્વીકારેલુ છે એવુ પ્રતિપાદન કરેલુ છે.

## (ઊ) શિવ તથા વિષ્ણુના ઐકયનુ પ્રતિષ્ઠાન.

આ પ્રમાણે મધુસૂદન સરસ્વતી શ્રી કૃષ્ણચન્દ્રના પરમ ભક્ત હતા એટલુજ નહીં પરતુ તેમને પાચરાત્રમત માટે આગ્રહ હતો, છતા એને શિવ મતવાદીઓ તરફ તિરસ્કાર નહોતો. ઉલટુ મહિમ્નસ્તોત્ર જે મળ પુષ્પદન્તા

ચાર્યે શંકરની સ્તુતિરૂપે રચ્યું હતું તે અક્ષરશઃ વિષ્ણુને પણ લાગુ પડે છે, હરિ અને હર વચ્ચે ભેદ નથી પરંતુ એ બે એકજ દેવતાનાં, ભિન્ન ભિન્ન પ્રયોજન માટે સ્વીકારેલાં,સ્વરૂપ છે અને જીવાત્મા પણ તે દેવતા–પરમાત્મા–થી અભિન્ન છે એવું પ્રતિપાદિત કરનારી એક અને અદ્વિતીય વ્યાખ્યા એમણે તેના ઉપર રચી છે. તેજ સ્તોત્રમાંના ૭મા શ્લોક ઉપરની ટીકાનો મોટો અને મહત્ત્વનો ભાગ તે પ્રસ્તુત ગ્રન્થ છે.

## (ઓ) વૈદિક અને લૌકિક વાઙ્મયના ઇતિહાસની રૂપરેખાનું આલેખન.

ઉપરટે જો કે એ ગ્રન્થનું તાત્પર્ય જુદુ છે છતા તે તાત્પર્યનું પ્રતિપાદન કરતાં એમણે સત્તરમા સૈકાના મધ્યભાગ સુધીના વૈદિક અને લૌકિક શાસ્ત્રોના ઇતિહાસની રૂપરેખા આલેખી છે. અલબત્ત તે આધુનિક પદ્ધતિનો ઇતિહાસ નથી પરંતુ એક જુદી દૃષ્ટિએ રચેલો ઇતિહાસ તો છેજ અને હાલ લુપ્ત થયલાં ધનુર્વેદ, ચક્ષુપરીક્ષાશાસ્ત્ર વગેરે કેટલાક શાસ્ત્રો ઉપર સારો પ્રકાશ પાડે છે. એવું કાર્ય અગાઉ કોઇએ કરેલુ જાણવામા નથી. મે આવો ઇતિહાસ તેમાં દીઠો તે ઉપરથીજ મુખ્યત્વે કરીને આ ભાષાન્તર કરી તે મહાગુજરાતની જનતાની નજરમા લાવવા પ્રેરાયો છુ.

બધા ઉપલબ્ધ વૈદિક અને લૌકિક શાસ્ત્રોનો એમણે અષ્ટાદશ વિદ્યાઓમા સમાવેશ કરી દીધો છે. મુખ્ય ચૌદ વિદ્યાઓમા ધાર્મિક શાસ્ત્રોનો સમાવેશ કરવા માટે નીચેના શ્લોક ઉપર આધાર રાખ્યો છે –

पुराणन्यायमीमांसाधर्मशास्त्राङ्गमिश्रिता ।
वेदा स्थानानि विद्याना धर्मस्य च चतुर्दश ॥

આમા ૪ વ્યવહારશાસ્ત્રો જેને એ ઉપવેદો કહે છે તેનો ઉમેરો કરીને એવે અષ્ટાદશ વિદ્યાઓ કરી તેના વાઙ્મયની યથાશક્તિ માહિતી આપી છે.

એ વિદ્યાઓ વચ્ચે પરસ્પર કેવો સમ્બન્ધ દેખાડ્યો છે તે સમજવા માટે તેનુ એક વંશવૃક્ષ તૈયાર કરીને આ સાથે જોડ્યુ છે. ( જુઓ પરિશિષ્ટ નં. ૧ ). તે જોયાથી સમજાશે કે ૪ વેદો, ૬ અંગો, ૪ ઉપાંગો અને ૪ ઉપવેદો મળીને અષ્ટાદશ વિદ્યાઓ થાય છે. પહેલી દશ વિદ્યાઓમાં માત્ર વૈદિક વાઙ્મયનો અને બાકીની ૮ વિદ્યાઓમાં પુરાણો, ઇતિહાસો, તત્ત્વદર્શનો,

કામશાસ્ત્ર સહિત આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ (નૃત્ય અને સંગીત શાસ્ત્રો) તથા રાજનીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, ગજશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સૂપકારશાસ્ત્ર (પાક-શાસ્ત્ર) અને ચતુઃષષ્ટીકલાશાસ્ત્ર એ સર્વ જેમાંથી ઉદ્દભવ્યાં છે તે અર્થશાસ્ત્રનો સમાવેશ કીધેલો છે.

કર્તાનો આશય એવો લાગે છે કે જે છ આસ્તિક દર્શનો—વૈશેષિક અને ન્યાય, સાંખ્ય અને યોગ તથા પૂર્વ અને ઉત્તર મીમાંસા—છે તેમાં આ અઢારશ વિદ્યાઓનો સમાવેશ થઈ જાય છે. નાસ્તિક દર્શનો એથી ભિન્ન છે. તેનો સીધી રીતે આ ગ્રન્થમાં ઉલ્લેખ નથી કારણ કે તે વેદબાહ્ય છે. પરંતુ તેમાંનાં મુખ્યત્વે ત્રણ એટલે કે બૌધ્ધ, જૈન અને ચાર્વાક દર્શનોનો અને તે પૈકી બૌધ્ધ દર્શનના ચાર પેટા વિભાગોનાં મહત્ત્વનાં લક્ષણોનો ઉલ્લેખ આપણા કર્તાએ પૂર્વપક્ષીના મ્હોમાં મુકીને કીધો છે. તેનું પણ એક નાનું વંશવૃક્ષ તૈયાર કરી આ સાથે જોડયું છે. (જુઓ પરિશિષ્ટ નં ૨).

આ પ્રમાણે મધુસૂદન સરસ્વતીએ (અ) અદ્વૈતસિધ્ધાન્તનુ રક્ષણ, (આ) એકદેશી મતોનો સમન્વય, (ઇ) યોગશાસ્ત્ર અને વેદાંતશાસ્ત્રના પરસ્પર સમ્બન્ધનુ સ્પષ્ટીકરણ, (ઈ) ભક્તિયોગ અને જ્ઞાનયોગ વચ્ચેના અવિરોધનું પ્રતિપાદન, (ઉ) ઉપનિષદો અને પાંચરાત્રદર્શનની એકવાક્યતા, (ઊ) શિવ અને વિષ્ણુના ઐક્યનું પ્રતિશાપન અને (એ) વૈદિક અને લૌકિક વાઙ્મયના ઇતિહાસની રૂપરેખાનુ આલેખન, એટલા મહત્ત્વનાં કાર્ય કર્યાં હતાં.

## પ્રસ્થાનભેદની વિશિષ્ટતા.

ઉપરના વિવેચન ઉપરથી જણાશે કે પ્રસ્થાનભેદ જો કે નાનકડો ગ્રન્થ છે છતાં તેની ઘણી વિશિષ્ટતા છે. (૧) પ્રથમ તો તે મધુસૂદન સરસ્વતી જેવા એક પ્રખ્યાત વિદ્વાન અને મહાન તત્ત્વચિંતકે રચેલો ગ્રન્થ છે; (૨) વળી તેમા ઉપર જણાવ્યા પ્રમાણે વૈદિક અને લૌકિક વાઙ્મયની રૂપરેખાનુ આલેખન છે; (૩) તે ઉપરાંત તેમાં વૈદિક વાઙ્મય વિષેની એટલી બધી માહિતી છે કે તે જો કોઇએ જાણી લીધી હોય તો પછી કોઈ પણ ગ્રન્થ સમજવો અઘરો પડે નહીં. વાંચકની જાણ માટે મેં તે ઉપરથી એક વૃક્ષ બનાવી આ સાથે જોડયું છે (જુઓ પરિશિષ્ટ ન. ૩), (૪) તેમજ બાદરાયણના બ્રહ્મસૂત્રના અધ્યાયો અને તે દરેકમાંના પાદોમાં ચર્ચેલા વિષયોની પણ માહિતી

એમા આપેલી છે. તેને લીધે આખાય સૂત્રનો સારાંશ ઝટ નજરમા આવી જાય એમ છે. તે સૂત્રના અભ્યાસીને એ વિહંગાવલોકન બહુ ઉપયોગી થઈ પડે એમ છે એવુ ધારીને તેનુ પણ એક ટક તૈયાર કરીને આ સાથે જોડ્યું છે (જુઓ પરિશિષ્ટ ન. ૪), (૫) ધનુર્વેદ જેવી લુપ્ત વિદ્યાના વિશ્વામિત્ર-પ્રણીત આદ્ય ગ્રન્થની અનુક્રમણિકા પણ આપી છે. તે એક જુદા ટકના રૂપમા ગોઠવીને આ સાથે જોડી છે કે જેથી તેમા ક્યા ક્યા વિષયોની ચર્ચા કરવામા આવી છે તે એકદમ ખ્યાલમાં આવે. (જુઓ પરિશિષ્ટ ન. ૫), (૬) છેવટે એમા એક કપીલપ્રણીત સાખ્યશાસ્ત્રનો ઉલ્લેખ છે એટલુજ નહીં પરન્તુ તેની ટુકમા અનુક્રમણિકા પણ આપી છે. તપાસ કરતા એમ માલુમ પડ્યુ છે કે સાખ્યશાસ્ત્ર એ નામનો કોઈ ગ્રન્થ પ્રકાશમા આવ્યો નથી. પરંતુ સાખ્યસૂત્ર નામનો ગ્રન્થ છે અને તે પ્રકાશિત પણ થયલો છે છતા તે કેટ-લાક સજોગોને લીધે હુ જોઈ શક્યો નથી પૌર્વાત્ય ભાષાપડિતોનો તેને વિષે એવો મત છે કે જો કે તે કપિલ મુનિના ગ્રન્થ તરીકે પ્રસિદ્ધિમા મુકવામાં આવ્યો છે તો છતા તે ઘણો આધુનિક એટલે કે માત્ર ચૌદમી સદીમા રચાયલો ગ્રન્થ છે. એ બનવા જોગ છે કે આપણા કર્તાએ તેનીજ અનુક્રમણિકા આપી હોય. તેની જો ન હોય તો તે બીજા કોઈ ગ્રન્થની આપી હોવી જોઇએ શારીરક સૂત્ર તથા શારીરક ભાષ્યમા એક સાખ્યસ્મૃતિ વિષે સ્પષ્ટ ઉલ્લેખ છે અને તેમાની દલીલોનુ નિરાકરણુ તો ઘણેજ ઠેકાણે કરેલુ છે. શકરાચાર્ય તેને સાખ્યતન્ત્ર પણ કહે છે વળી વ્યાસના પાતઞ્જલયોગસૂત્ર ૪-૧૩ ઉપરના ભાષ્યમા તથા च शास्त्रानुशासनम् એમ કહીને એક શ્લોક ટાક્યો છે અને વાચસ્પતિ મિશ્ર તે ઉપર ટીકા કરતા કહે છે કે એ ષષ્ટીતન્ત્રશાસ્ત્રમાનો શ્લોક છે આ ઉપરથી એમ લાગે છે કે ષષ્ટીતન્ત્રશાસ્ત્ર નવમા સૈકા લગી એક પ્રમાણભૂત ગ્રન્થ ગણાતો હતો બાદરાયણ વ્યાસે તથા શકરાચાર્યે જે "સ્મૃતિ" અને "તન્ત્ર' વિષે ઉલ્લેખ કર્યો છે તે આજ હોય એ બનવાજોગ છે. તેથી જો ઉપરોક્ત અનુક્રમણિકા સાખ્યસૂત્રની ન હોય તો ષષ્ટીતન્ત્રશાસ્ત્રનીજ હોવી જોઇએ આ પ્રશ્નનો ઉકેલ હુ કરી શક્યો નથી તે માટે દિલગીર છુ. અહીં તેને ચર્ચાયોગ્ય વિષય તરીકે રજુ કરૂ છુ તે એવી આશાથી કે કોઈ બીજો ગુજરાતી તત્ત્વજ્ઞાનરસિક તે ઉપાડી લે અને તે વિષેનો છેવટનો નિર્ણય પ્રમાણપુરઃસર જનતા સમક્ષ રજુ કરે.

આટલો પ્રસ્તાવ લખી આ સભાષાન્તર અને સટીક ગ્રન્થ વાંચક વર્ગ સમક્ષ રજુ કરૂં છું અને આશા રાખું છું કે તે જીજ્ઞાસુની જ્ઞાનપિપાસા મહદંશે તૃપ્ત કરશે.

---

પ્રવેશક પા. ૩૧ માં જણાવેલું

## પરિશિષ્ટ નં. ૫.

- ધનુર્વેદ
  - પ્રથમ-દીક્ષાપાદ
    - ધનુર્લક્ષણો અથવા આયુધલક્ષણો
      - મુક્ત (ચક્રાદિ અસ્ત્ર)
      - અમુક્ત (ખડ્ગાદિ શસ્ત્ર)
      - મુક્તામુક્ત (શલ્યાવાન્તરભેદાદિ)
      - યન્ત્રમુક્ત (શરાદિ)
      - (આ પ્રત્યેકના દેવતા અને મન્ત્ર ભિન્ન ભિન્ન હોય તેનું વિવેચન આ પાદમાં છે.)
    - અધિકારી નિરૂપણ
      - પદાતિ (પાયદળ)
      - રથારૂઢ
      - ગજારૂઢ
      - અશ્વારૂઢ
      - (આ ચારેય જાતના લશ્કરોના દીક્ષાવિધિ, અભિષેકવિધિ, શકુનનિર્ણય અને મંગલકરણનું વિવેચન આ પાદમાં છે)
  - દ્વિતીય-સંગ્રહપાદ
    - વિશિષ્ટ-શસ્ત્રસંગ્રહણ પ્રકાર
    - આચાર્યસંગ્રહણ પ્રકાર
  - તૃતીય-સિદ્ધિપાદ
    - મન્ત્રસિદ્ધિ
    - દેવતાસિદ્ધિ
  - ચતુર્થ-પ્રયોગપાદ
    - સિદ્ધ અસ્ત્રોનો વ્યાવહારિક પ્રયોગ

# प्रस्थानभेदः



अथ सर्वेषां शास्त्राणां भगवत्येव तात्पर्यं साक्षात्परम्परया वेति समासेन तेषां प्रस्थानभेदोऽत्रोद्दिश्यते। तथाहि ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेद इति वेदाश्चत्वारः। शिक्षा व्याकरणं निरुक्तं छन्दो ज्यौतिषं कल्प इति वेदाङ्गानि षट्। पुराणन्यायमीमांसाधर्मशास्त्राणि चेति चत्वार्युपाङ्गानि। अत्रोपपुराणानामपि पुराणेऽन्तर्भावः, वैशेषिकशास्त्रस्य न्याये, वेदान्तशास्त्रस्य मीमांसायाम्, महाभारतरामायणयोः साङ्ख्यपातञ्जलपाशुपतवैष्णवादीनां च धर्मशास्त्रे। एवं मिलित्वा चतुर्दश विद्याः। तथाचोक्तं याज्ञवल्क्येनः-

पुराणन्यायमीमांसा धर्मशास्त्राङ्गमिश्रिताः।
वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश॥ इति॥

एता एव चतुर्भिरुपवेदैः सहिता अष्टादशविद्या भवन्ति। आयुर्वेदो, धनुर्वेदो, गान्धर्ववेदोऽर्थशास्त्रं चेति चत्वार उपवेदाः। सर्वेषां चास्तिकानामेतावन्त्येव शास्त्रप्रस्थानानि,अन्येषामप्येकदेशिनामेतेष्वेवान्तर्भावात्।



# પ્રસ્થાનભેદ.

સર્વ શાસ્ત્રોનું[1] તાત્પર્ય પ્રત્યક્ષપણે અગર પરમ્પરાથી પરમાત્મામાંજ છે[2]. તેથી તેમના પ્રસ્થાનભેદનું અહીં એકીકરણ કરી નિરૂપણ કરવામાં આવે છે. ત્યારે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, (અને) અથર્વવેદ એ પ્રમાણે વેદો ચાર, શિક્ષા, વ્યાકરણ, નિરૂક્ત, છન્દ, જ્યોતિષ્ અને કલ્પ એ વેદાંગો[4] છ, પુરાણ, ન્યાય, મીમાંસા

---

૧ પ્રસ્થાન શબ્દના અનેક અર્થ થાય છે જેવા કે (૧) જવું, (૨) આવવું, (૩) મોકલવું, ૪ મિશાત અથવા વરઘોડો, (૫) લશ્કરની કુચ, (૬) મરવું, (૭) એક હલકા પ્રકારના નાટકની જાત અને (૮) પ્રણાલિકા, મત અગર દર્શન. આમાંથી સૌથી છેલ્લો અર્થ અહીં બંધબેસ્તો આવે છે. તેથી 'પ્રસ્થાનભેદ' એટલે પ્રણાલિકાભેદ, મતભેદ અગર દર્શનભેદ એમ સમજવું.

૨ મુળમાં આરમ્ભમાં अथ શબ્દ છે. તેનો વાકયમાં કાંઇ ખાસ ઉપયોગ નથી. તે માત્ર મંગળવાચક છે અથવા આરમ્ભસૂચક છે. સંસ્કૃતમાં કોઇપણ ગ્રન્થના આરમ્ભમાં अथ શબ્દ અને સમાપ્તિમાં इति શબ્દ વાપરવાની પ્રથા છે ગુજરાતીમાં એવી કાંઇ નથી. તેથી એ શબ્દ જાણે હોયજ નહીં તેવી રીતે ભાષાન્તરની શરૂઆત કરી છે. જો તેનું ભાષાન્તર કરવુંજ હોય તો 'હવે' એ શબ્દથી થઇ શકે.

૩ કોઈ પણ શાસ્ત્ર રચવાનો ઉદ્દેશ પ્રત્યક્ષપણે અગર પરોક્ષપણે પરમાત્માને ઓળખવાનો માર્ગ દેખાડવાનો હોય છે એમ કહેવાનો કર્તાનો આશય છે.

૪ वेदाङ्ग એટલે વેદનું અંગભૂત યાને વેદનો ઉપયોગ કરવામાં મદદરૂપ થઈ પડતું શાસ્ત્ર. એવાં શાસ્ત્રો કર્તાએ જણાવ્યાપ્રમાણે છ છે. તે દરેકનો શું શું વિષય છે તે તેણે પોતેજ આગળ સ્પષ્ટ કરેલું છે.

અને ધર્મશાસ્ત્ર એ ઉપાંગો ચાર[1], એટલાં મળીને ચૌદ વિદ્યાઓ છે. અહીં ઉપપુરાણોનો પુરાણમાં અન્તર્ભાવ થાય છે, વૈશેષિક દર્શનનો ન્યાયમાં, વેદાન્તદર્શનનો મીમાંસામાં, મહાભારત (તથા) રામાયણનો, અને સાંખ્ય, પાતંજલ, પાશુપત, વૈષ્ણવ[2] વગેરે દર્શનોનો ધર્મશાસ્ત્રમાં તેથીજ યાજ્ઞવલ્કયે કહ્યું છે[3]:—

પુરાણ ન્યાય મીમાંસા ધર્મશાસ્ત્રાંગમિશ્રિત ।
વેદો, વિદ્યા તથા ધર્મ તણાં સ્થાન ચતુર્દશ ॥

---

૧ उपाङ्ग એટલે વેદનુ ગૌણ અંગ યાને તેની સાથે આડકતરી રીતે સમ્બન્ધ ધરાવતું શાસ્ર ઉપાંગોના વિષયોનું નિરૂપણ પણ આગળ આવશે

ઉપર જે ચાર વેદો કહ્યા તેમા માત્ર સંહિતા, બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદોનો સમાવેશ થાય છે. તેના અર્થ કેવી રીતે કરવા, તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે વગેરે બાબતોનો ખુલાસો વેદાંગોમાથી મળી આવે છે અને તે વેદાંગોને મદદગાર ઉપાંગો છે કોઇપણ એક વેદનુ વેદાંગ અને ઉપાંગસહિત અધ્યયન કરવું તે તે વેદનું સાંગોપાંગ અધ્યયન કીધેલુ કહેવાય છે ગુજરાતીમા 'સાંગોપાંગ' શબ્દ 'સમસ્ત'ના અર્થમા વપરાય છે તે આજ ઉપરથી હશે એમ લાગે છે

૨ વૈશેષિક, મીમાંસા, સાંખ્ય, પાતંજલ, વૈષ્ણવ વગેરે શાસ્ત્રોના વિષયોનુ નિરૂપણ કર્તાએજ આગળ કરેલું છે.

૩ યાજ્ઞવલ્કયસ્મૃતિ ધર્મશાસ્ત્રનો એક ઘણો પ્રમાણભૂત ગ્રન્થ છે. હાલના સમયમા મનુસ્મૃતિ કરતા પણ એનું કાંઇક વિશેષ મહત્ત્વ છે કારણકે તેના ઉપરની વિજ્ઞાનેશ્વરની 'મિતાક્ષરા' નામની ટીકાનેજ આધારે ગુજરાત, મુંબાઇ ટાપુ, અને બંગાલા શિવાય બાકીના આખા હિંદુસ્થાનમા ધર્મશાસ્ત્ર અને કાયદાના પ્રશ્નોનો નિર્ણય થાય છે ગુજરાત અને મુંબાઇ ટાપુમા જે 'વ્યવહારમયૂખ' ને અને બંગાલામા જે 'દાયભાગ'ને આધારે તે પ્રશ્નોનો નિર્ણય થાય છે તેમા પણ આ સ્મૃતિના વાકયોને ઘણુ મહત્ત્વ આપેલું છે

એજ, ચાર ઉપવેદો[1]સહિત અઢાર વિદ્યાઓ. આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ, અને અર્થશાસ્ત્ર એ ચાર ઉપવેદો છે. બધા આસ્તિકમતવાળાનાં[2] આટલાંજ શાસ્ત્રપ્રસ્થાનો[3] છે કારણ કે બાજા એકદેશીઓનો[4] તેમાંજ અન્તર્ભાવ થાય છે.

---

૧ ઉપવેદો એટલે ગૌણવેદો. તેનો ઉપયોગ ધર્મકાર્યને માટે નહીં પરંતુ વ્યાવહારિક કાર્યને માટે થાય છે વેદ શબ્દ विद् એટલે "જાણવું" એ ધાતુ ઉપરથી બનેલો છે. તેથી તેનો અર્થ 'વિદ્યા' થાય છે. મુખ્ય વેદો અને અંગો તથા ઉપાંગોનો ઉપયોગ ધર્મ અને મોક્ષ એ બે પુરૂષાર્થોના સાધનમાટે અને ઉપવેદોનો ઉપયોગ કામ અને અર્થ એ બે પુરૂષાર્થોના સાધન માટે કરવામાં આવે છે.

૨ આસ્તિક મતવાળા એટલે જે જે વેદ અને વર્ણાશ્રમધર્મને માન આપે છે તે બધા. આમાં ઇશ્વરનું અસ્તિત્વ ન સ્વીકારનારા સાંખ્યો અને મીમાંસકોનો પણ સમાવેશ થાય છે.

૩ शास्त्रप्रस्थान શબ્દનો અર્થ અહીં 'ભિન્ન ભિન્ન શાસ્ત્રો' હોય એમ લાગે છે.

૪ એકદેશીઓ એટલે ગૌણભેદવાળા. ઉદાહરણાર્થ, સુરેશ્વરાચાર્ય, સર્વજ્ઞમુનિ, વિદ્યારણ્યમુનિ, પ્રકાશાત્મા, વાચસ્પતિમિશ્ર એ સર્વ શ્રીશંકરાચાર્યના અદ્વૈતસિદ્ધાન્તને સ્વીકારે છે છતાં તેઓમાં અમુક ગૌણ બાબતોમાં મતભેદો છે. તેમજ શ્રીશંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિમ્બાર્કાચાર્ય, શ્રીકંઠાચાર્ય, વલ્લભાચાર્ય, વગેરે સર્વ બાદરાયણ વ્યાસના અનુયાયિઓ છે પરતુ તેમનામાં અવાન્તર ભેદો ઘણા છે. તેથી શ્રીશંકરચાર્યના અનુયાયિઓ શિવાયનાને એકદેશીઓ કહેવામાં આવ્યા છે.

ननु, नास्तिकानामपि प्रस्थानान्तराणि सन्ति, तान्येतेष्व न्तर्भावात्पृथग्गणयितुमुचितानि । तथाहि शून्यवादेनैकं प्रस्थानं माध्यमिकानाम्, क्षणिकविज्ञानमात्रवादेनान्यद्योगाचाराणाम्, ज्ञानाकारानुमेयक्षणिकबाह्यार्थवादेनापरं सौत्रान्तिकानाम्, प्रत्यक्षसलक्षण क्षणिकबाह्यार्थवादेनापरं वैभाषिकाणाम्, एवं सौगतानां प्रस्थानचतुष्टयम् । तथा देहात्मवादेनैकं प्रस्थानं चार्वाकाणाम् । एवं देहातिरिक्तदेहपरिमाणात्मवादेन द्वितीयं प्रस्थानं दिगम्बराणाम् । एवं मिलित्वा नास्तिकानां षट् प्रस्थानानि । तानि कस्मान्नोच्यन्ते? सत्यं, वेदबाह्यत्वात्तेषां म्लेच्छादिप्रस्थानवत्परम्परयापि पुरुषार्थानुपयोगित्वादुपेक्षणीयत्वमेव । इह च साक्षाद्वा परम्परया वा पुमर्थोपयोगिना वेदोपकरणानामेव प्रस्थानानां भेदो दर्शित । ततो न न्यूनत्वशङ्का कर्त्तव्या ॥

(અહીં કોઇ એવી શકા કરે કે) અરે! પણ,[1] નાસ્તિકોનાં પણ બીજા પ્રસ્થાનો છે તેમનો આમાં અન્તર્ભાવ થતો નથી; માટે તે જુદાં ગણવા લાયક છે તો જુઓ શૂન્યવાદને લીધે એક પ્રસ્થાન માધ્યમિકોનું,[2] ક્ષણિકવિજ્ઞાનમાત્રવાદને લીધે બીજું

---

૧ નનુ શબ્દ સસ્કૃત શાસ્ત્રોમા પૂર્વપક્ષિની શકાનુ મંડાણ કરવામા વપરાય છે ગુજરાતી ભાષામા એને મળતા શબ્દો 'અરે' પણ,' 'હા, તે ખરૂં પણ,' વગેરે છે

૨. માધ્યમિકો એ બૌધ્ધોની એક શાખાનુ નામ છે શાક્યસિંહ ઉર્ફે બુધ્ધ ભગવાનના નિર્વાણ પછી એના અનુયાયિઓ વચ્ચે કેટલીક બાબતોમા મતભેદ પડયા હતા અને તેને લીધે તે ધર્મમા સુમારે ઇ સ પૂર્વ ૪૦૦ થી ફાટા પડી ગયા હતા. એક ફાટાનુ નામ થેરવાદી અગર સ્થવિરવાદી અને બીજાનુ નામ મહાસંઘિકો હતું એ દરેક વર્ગમા પાછા પેટાવિભાગો પણ અનેક પડી ગયા હતા, છતા બાહ્ય દેખાવ માટે તે હજી એકજ હતા છેવટે ઇ સ ૧૦૦ ના અરસામા મહાસઘિકો બે મુખ્ય પથોમા વહેંચાઇ

યોગાચારોનું,' જ્ઞાનાકારથી અનુમેય ક્ષણિક બાહ્યાર્થવાદને લીધે જુદું સૌત્રાન્તિકોનું' (અને) પ્રત્યક્ષ સલક્ષણ ક્ષણિક બાહ્યાર્થ-

ગયા, એક મહાયાન અને બીજો હીનયાન. તે પૈકી મહાયાનના અનુયાયિઓમાં મતભેદ પડવાં તેમાં બે પેટાવિભાગો પડેલા, જેમાંનો એક શૂન્યવાદીઓ અગર માધ્યમિકોનો હતો. ઇસવી સનના ૧ લા સૈકામાં એ વાદનો એક મહાન પ્રવર્તક નાગાર્જુન કરીને થઈ ગયો હતો. તેની કારિકાઓ એ વાદનો મુખ્ય ગ્રન્થ ગણાય છે. તેનો સિધ્ધાન્ત ટુંકમાં એવો છે કે આત્મા શૂન્યરૂપ છે તેમાં વાસનાને લીધે ચિત્તનું સ્ફુરણ થવાથી ક્ષણે ક્ષણે વિજ્ઞાન એટલે વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. તેને લીધે આ વિચિત્રરચનામય જગત ભાસે છે, યોગાભ્યાસથી ચિત્તને સ્થિર કરવાથી તે ભાસતું બંધ થાય છે અને શૂન્યરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે અને તેથી દુઃખનો અંત આવે છે.

૧. મહાયાનના અનુયાયિઓનો બીજો પેટાવિભાગ યોગાચારો અગર ક્ષણિકવિજ્ઞાન વાદીઓ તરીકે ઓળખાય છે. તેમનો મુખ્ય ગ્રન્થ લંકાવતારસૂત્ર છે. તે કોણે કયારે રચેલો તે હજી નક્કી થઈ શકયું નથી. પાછળથી અસંગ નામનો એ મતનો એક મહાન પંડિત થયો હતો. તેણે સપ્તદશભૂમિસૂત્ર, મહાયાનસંપરિગ્રહશાસ્ત્ર, વગેરે ઘણા ગ્રન્થો રચ્યા હતા. એને વસુબન્ધુ નામનો એક ભાઈ હતો તે પ્રથમ વૈભાષિક અગર સર્વાસ્તિવાદી હતો પરંતુ પાછળથી તે આ મતનો થયો હતો. તેણે પણ તેના ઘણા સ્વતન્ત્ર ગ્રન્થો રચ્યા છે અને કેટલાકો ઉપર ટીકાઓ પણ રચી છે. એમનો સિધ્ધાન્ત ટુંકમાં એ હતો કે જગત છે કે નથી એનો નિર્ણય કરવાની ભાંજગડમાં પડવાની જરૂર નથી. ચિત્ત જેમાં ક્ષણે ક્ષણે આવા વિકલ્પો થયાં કરે છે તેનું ખરૂં સ્વરૂપ જાણવાથી એ વિકલ્પો બંધ થાય છે. વિકલ્પોની ઉત્પત્તિનું કારણ વાસના છે. જ્ઞાન અને યોગાભ્યાસથી તેનો ક્ષય થાય છે એટલે જગત ભાસતું બંધ થાય છે અને સ્વરૂપમાં સ્થિતિ થાય છે.

૨. સૌત્રાન્તિકો એ પણ બૌધ્ધોનો એક વિભાગ છે. તેઓ ક્ષણિક

વા'ને લીધે વળી જુદું વૈભાષિકોનું,[1] એ પ્રમાણે સૌગતોનાં[2]

બાહ્યાર્થવાદીઓ અગર સક્રાન્તિકો પણ કહેવાતા હતા તેઓ સ્થવિર વાદ અગર થેરવાદને માનનારા હતા સ્થવિર એટલે પાકટ ઉમ્મરના ઈ સ પૂર્વે ૪૦૦ મા વૈશાલીમા બૌધ્ધોની જે સભા ભરાઇ હતી તેમા આ વાદના અનુયાયિઓનુ પ્રાબલ્ય હતું અને તેથીજ મહાસ ઘિકોને તેમનાથી જુદા પડવુ પડયુ હતુ. સ્થવિરવાદીઓમા જે પાછળથી ૬ વિભાગો પડયા તેમાનો એક સૌત્રાન્તિકોનો હતો તેનો મહાન પ્રવર્તક યશોમિત્ર હતો તેણે વૈભાષિકમતાનુયાયિ વસુબન્ધુના અભિ ધર્મકોશશાસ્ત્ર ઉપર ટીકા રચી છે એ મતના અનુયાયિઓ એવુ માનનારા હતા કે વસ્તુમાત્ર સત્ય છે છતા ક્ષણિક છે

૧ વૈભાષિકો પણ થેરવાદીઓજ હતા તેમના સિધ્ધાન્ત અને સૌત્રા ન્તિકોના સિધ્ધાન્ત વચ્ચે ઘણું સામ્ય હતુ અને હિંદુ લેખકો કેટ લીક વખતે એ બન્નેને સર્વાસ્તિવાદી તરીકે ઓળખાવે પણ છે તેના મુખ્ય પ્રવર્તક વસુબન્ધુ હતો તેણે એ મતનો એક ગ્રન્થ અભિધર્મ કોશશાસ્ત્ર એ નામનો રચ્યો હતો

૨ સૌગતો એટલે સુગત અથવા બુદ્ધના અનુયાયિઓ હિંદમા ઘણા કાળસુધી યજ્ઞયાગ કરીને સ્વર્ગસુખ મેળવવુ એ ધ્યેય જેમા પ્રધાન પદે હતુ એવા કર્મકાડનો ઘણો પ્રચાર હતો તેમા ધીરેધીરે લોકોને અશ્રદ્ધા ઉત્પન્ન થવા માડી અને સ્વર્ગસુખ પણ શાશ્વત રહે એમ નથી એવી ખાત્રી થતા બીજા નિત્ય સુખનો અને તે પ્રાપ્ત કરવા માટેના યોગ્ય ઇલાજનો વિચાર કરવા તરફ વિચક્ષણ પુરૂષોના મન વળવા લાગ્યા તેને પરિણામે એ બન્ને બાબતો ઉપર અનેક જાતના મતો પ્રચલિત થયા તેમાનો એક મત એવો હતો કે નિત્ય સુખની પ્રાપ્તિમા કર્મ પોતે વ્યત્યયરૂપ નથી જે વ્યત્યયરૂપ છે તે કામના છે અને તેથી જો કામના નાખ્યા શિવાય કર્મા કર્યાં હોય તો નિ શ્રેયસના સાધનમા તેનો ઉપયોગ અન્ત કરણની શુધ્ધિ જે શિવાય શુધ્ધ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે નહીં તે કરવામા થઇ શકે એમ છે તેથી તેમણે કર્મકાડનો સમૂળો નિષેધ ન કરતા માત્ર કામ્યવૃત્તિનો નિષેધ કર્યા આ મતવાળા તે ઉપનિષદકાળના ઋષિમુનિઓ બીજા કેટલાક

ચાર પ્રસ્થાનો છે. વળી દેહાત્મવાદને લીધે એક પ્રસ્થાન ચાર્વાકોનું છે.

તત્ત્વચિંતકો એવા વિચારના હતા કે નિઃશ્રેયસના સાધનમાં કર્મ-કાંડનો કાંઈજ ઉપયોગ નથી. તેથી તેમણે વેદધર્મની સામે ખુલ્લું બંડજ ઉઠાવ્યું અને વૈદિક યજ્ઞયાગોને સદંતર તિલાંજલીજ આપી. આ મતવાળા તે લોકાયતિકો, તીર્થંકરો અને બોધિસત્ત્વો હતા. તે પૈકી લોકાયતિકો એ દેહને આત્મા માનનારા હતા તેથી ઐહિક-સુખપ્રાપ્તિ એજ તેમનું ધ્યેય હતું. તીર્થંકરો દેહથી પરિમિત મનને આત્મા ગણનારા હતા તેમણે જીવના જીવત્વનેજ વિશેષ પ્રાધાન્ય આપ્યું અને તેમના મનથી મોક્ષ એ જીવને પુણ્યકર્મથી અને યોગ-સાધનથી પ્રાપ્ત થતી લોકાન્તરમાં સ્થિતિ હતી. બોધિસત્ત્વો બુદ્ધિથી ઉત્પન્ન થતા વિશિષ્ટ જ્ઞાનને–વિજ્ઞાનને આત્મા માનનારા હતા. તેમણે જ્ઞાનને વિશેષ પ્રાધાન્ય આપ્યું અને તેની પ્રાપ્તિમાટે કોઈપણ જાતના કર્મની નહીં પરંતુ યોગની આવશ્યકતા સ્વીકારી હતી. ઇ. સ. પૂર્વે ના ૭ મા સૈકાલગીમાં જેમ ઋષિમુનીઓ અનેક થઈ ગયા હતા તેમ તીર્થંકરો અને બોધીસત્ત્વો પણ અનેક થઈ ગયા હતા. તેમણે પોતાના અંગત શિષ્યો શિવાય બીજાને ઉપદેશ કીધેલો નહીં. ઇ. સ. પૂર્વે ૬ ઠા સૈકામાં તીર્થંકર મહાવીરસ્વામિએ તથા છેલ્લા બોધીસત્ત્વ શાક્યસિંહ અથવા ગૌતમબુદ્ધે પોતપોતાના મતોનો બ્હોળો પ્રચાર કરવામાં માંડયો ત્યારથી પહેલાનો જૈનધર્મ અને બીજાનો બૌદ્ધધર્મ તરીકે ઓળખાવવા લાગ્યા. લોકાયતિક મતનો પ્રચાર ચાર્વાક નામના માણસે પણ આજ સમયમાં વધાર્યો હોય એ બનવાજોગ છે. તેથી એ મત ચાર્વાકમત તરીકે ઓળખાવવા લાગ્યો હશે. એ મત-વાળાને તો કોઈ ધર્મ હતોજ નહીં, પરંતુ પહેલા બે મતવાળાનો પણ અહીં તત્ત્વદર્શનકાર તરીકેજ વિચાર કીધેલો છે અને જે અર્થે બૌદ્ધોમાં ચાર મુખ્ય વિભાગો પડી ગયા હતા તે અર્થે તેમનાં ચાર જુદાં પ્રસ્થાનો હોવાનું આ ગ્રન્થમાં જણાવ્યું છે.

૧. સિદ્ધાન્તબિન્દુ નામના આ કર્તાના ગ્રન્થમાં ચાર્વાકમતના પણ ૪ ભેદો જણાવેલા છે છતાં અહીં તેમનું એકજ પ્રસ્થાન જણાવ્યું છે તેનું કારણ એ હોઈ શકે કે તેમની વચ્ચે જે મતભેદ હતો તે

તેમ દેહથી અતિરિક્ત છતાં દેહના પરિમાણુવાળા આત્માના વાદને લીધે બીજુ પ્રસ્થાન દિગમ્બરોનું છે. એ પ્રમાણે બધાં મળીને નાસ્તિકોનાં ૭ પ્રસ્થાનો છે. તેનો કેમ ઉલ્લેખ કરતા નથી? (ઉત્તરઃ—) ખરૂં.

આકાશ સિવાયનાં ૪ મહાભૂતોના સમૂહને આત્મા માનવો કે ચક્ષુરાદિ ઇન્દ્રિયોના સમૂહને આત્મા માનવો, કે મનને આત્મા માનવુ, કે પ્રાણને આત્મા માનવો એ વિષે હતો. દેહની સાથે આત્માના પણ અંત જ આવે છે, પરલોક કોઈ છેજ નહીં અગર પાર્થિવ દેહી કરતા આત્માની બીજી ઉચ્ચતર સ્થિતિ હોઈ શકે નહીં, કોઈપણ જાતનો ધર્મ પાળવાની જરૂર નથી, માત્ર અર્થ અને કામની પ્રાપ્તિમાટે જે કાંઈ કરવુ ઠીક લાગે તે કરવું એ સિદ્ધાન્તની બાબતમા મતભેદ હતોજ નહીં. આ મતનુ અસ્તિત્વ વહેલામા વહેલુ છાદોગ્ય ઉપનિષદના કાળસુધી પાછળ ઠેલી શકાય એમ છે કારણકે તેના ૮ મા અધ્યાયના ૭ મ. તથા ૮ મા ખંડમાં ઇન્દ્ર અને વિરોચન બન્ને પ્રજાપતિપાસે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે ગયાની અને તેમાથી વિરોચન દેહ એજ આત્મા છે એમ સમજીને ચાલ્યા ગયાની તથા તે પ્રમાણે અસુરોને બોધ કર્યાની આખ્યાયિકા છે ચાર્વાકના વખતથી એ મતને વિશેષ જોર આવ્યુ હોય એમ લાગે છે એને બે શિષ્ય હતા, એક બૃહસ્પતિ અને બીજો અભાણક તેમાથી બૃહસ્પતિએ એ મતનાં સૂત્રો લખ્યા હોય એમ જણાય છે. પરતુ હાલ તો એ મત વિષેની માહિતી છાદોગ્ય અને શ્વેતાશ્વતર ઉપનિષદો, મહાભારત, સર્વદર્શનસંગ્રહ, ન્યાયમંજરી, તર્કરહસ્યદીપિકા વગેરે આસ્તિકમતવાદીઓના અને તત્ત્વસંગ્રહ જેવા બૌદ્ધમતવાદીઓના ગ્રન્થોમાથી મેળવવી પડે છે

૧ મધુસૂદન સરસ્વતીના સમયમા જૈનો જેને એ દિગમ્બરો તરીકે ઓળખાવે છે તેમનામા પણ શ્વેતામ્બરી અને દિગમ્બરી એવા બે ભેદ હોવા જોઇએ, જોકે હાલ તો સ્થાનકવાસીઓ અગર ઢુંઢીઆઓનો ત્રીજો પણ છે છતા એ બે ભેદો ન જણાવ્યાનુ અને પાછળથી છુટા પડેલા શ્વેતામ્બરીઓની ઉપેક્ષા કર્યાનુ કારણ એ લાગે છે કે આત્માના સ્વરૂપની બાબતમા તેમનામા મતભેદ નહોતો

તેઓ વેદબાહ્ય હોવાથી મ્લેચ્છોનાં પ્રસ્થાનોની માફક પરમ્પરાથી પણ પુરૂષાર્થને માટે અનુપયોગી છે, માટે તેમની ઉપેક્ષા કરવીજ ઉચિત છે. અહીંઆં તો જેઓ સાક્ષાત્ અગર પરમ્પરાથી પુરૂષાર્થને માટે ઉપયોગી હોય અને વેદને આનુષંગિક હોય એવાંજ પ્રસ્થાનોનો ભેદ સમજાવ્યો છે. તેથી ન્યૂનત્વની શંકાને માટે અવકાશ નથી.

अथ संक्षेपेणैषां प्रस्थानानां स्वरूपभेदे हेतुः प्रयोजनभेद उच्यते बालानां व्युत्पत्तये ।

હવે અજ્ઞાનીઓને સમજવામાટે એ પ્રસ્થાનોના સ્વરૂપભેદનું કારણ જે પ્રયોજનભેદ[1] તે કહેવામાં આવે છે.

तत्र धर्मब्रह्मप्रतिपादकमपौरुषेयं प्रमाणवाक्यं वेदः । स च मन्त्रब्राह्मणात्मकः । तत्र मन्त्रा अनुष्ठानकारकभूतद्रव्यदेवताप्रकाशकाः । तेऽपि त्रिविधा, ऋग्यजुःसामभेदात् । तत्र पादबद्धगायत्र्यादिछन्दोविशिष्टा ऋचः "अग्निमीळे पुरोहितम्" इत्याद्याः । ता एव गीतिविशिष्टाः सामानि । तदुभयविलक्षणानि यजूंषि । "अग्नीदग्नीन्विहर" इत्यादि संबोधनरूपा निगदमन्त्रा अपि यजुरन्तर्भूता एव । तदेवं निरूपिता मन्त्राः ।

તેમાં વેદ એ ધર્મ અને બ્રહ્મનું પ્રતિપાદન કરનાર અપૌરૂષેય[2]

---

૧. "સ્વરૂપભેદનું કારણ જે પ્રયોજનભેદ" એમ કહેવાનો કર્તાનો આશય એ લાગે છે કે એ પ્રસ્થાનો જો કે સ્વરૂપમાં-દેખાવમાં ભિન્ન ભિન્ન છે છતાં તેમનું તાત્પર્ય એકજ છે અને સ્વરૂપભેદનું કારણ એ છે કે દરેક પ્રસ્થાનને અમુક સ્વરૂપમાં મુકવામાં તેના તેના પ્રવર્તકનો આ ગ્રન્થમાં જણાવેલો હેતુ હતો.

૨. અપૌરૂષેય એટલે કોઇ પણ મનુષ્યે પોતાની બુદ્ધિથી નહીં રચેલા અર્થાત્ ઇશ્વરી પ્રેરણાથી ઋષિઓના હૃદયમાં સ્ફુરેલા. તેથી તે તે ઋષિઓ તે તે મન્ત્રના દ્રષ્ટા કહેવાય છે.

પ્રમાણવાક્ય[1] છે. તે મન્ત્રો અને બ્રાહ્મણોના સ્વરૂપમાં છે તેમાં મન્ત્રો અનુષ્ઠાનમાં સાધનભૂત દ્રવ્ય અને દેવતાઓ વિષે પ્રકાશ પાડે છે. તે ત્રણ જાતના છે, ઋક્, યજુસ્, અને સામ એ ત્રણ ભેદ હોવાને લીધે. તેમાં પાદબદ્ધ[2] ગાયત્રીઆદિ[3] છન્દોથી વિશિષ્ટતાને પામેલી ઋચાઓ છે જે अग्नीमीळे पुरोहितम् ( ऋ वे ૧-૧-૧ ) થી શરૂ થાય છે. તેજ ગીતિથી વિશિષ્ટતાને પામેલી સામ છે.[4] તે બન્નેથી જુદા લક્ષણવાળી યજુષો છે. अग्नीदग्नीन्विहर એવા સબોધનરૂપ નિગદ-મન્ત્રોનો[5] પણ યજુષોમાંજ અન્તર્ભાવ થાય છે. એ પ્રમાણે મન્ત્રોનુ નિરૂપણ કીધુ.

---

૧ પ્રમાણવાક્ય એટલે જે વિધાન જાતેજ પ્રમાણભૂત છે જેથી તેને બીજા કોઈ પ્રમાણની અપેક્ષા રહેતી નથી આને લીધેજ વેદાન્ત-શાસ્રમા ત્રીજુ પ્રમાણ શબ્દપ્રમાણ છે

૨. पादबद्ध એટલે જેના ચરણોરૂપી વિભાગ પાડવામા આવ્યા હોય તેવી ઉદાહરણાર્થ ॐ तत्सवितुर्वरेण्यम् એ એક પાદ, भर्गो देवस्य धीमहि એ બીજો પાદ અને धियो यो न प्रचोदयात् એ ત્રીજો પાદ, એમ ગાયત્રીના ત્રણ પાદ છે

૩ ગાયત્રી એ ઋગ્વેદના મુખ્ય સાત છન્દોપૈકી એક છન્દ છે બાકીના ઉષ્ણિક્, અનુષ્ટુપ, બૃહતિ, પંક્તિ, ત્રિષ્ટુપ, અને જગતિ છે તે તથા બીજા ગૌણ છન્દોના સ્વરૂપનુ વિવરણ પિંગળશાસ્રમા છે તેને વિષે વિવેચન આગળ આવશે ગાયત્રીમા ત્રણ પાદો અને દરેક પાદમા આઠ અક્ષરો હોય છે

૪ ઋગ્વેદ અને સામવેદના મન્ત્રો લગભગ એકજ છે છેલ્લા આધુનિક સંશોધનપ્રમાણે સામવેદમા ૭૫ મન્ત્રો સ્વત ન છે જ્યારે તે મન્ત્રો છન્દોપ્રમાણે ભણવામા આવે ત્યારે ઋગ્વેદ કહેવાય છે અને જ્યારે તે ગાવામા આવે ત્યારે તે સામવેદ કહેવાય છે ગાવાની ઢબમાટે ગાન્ધર્વ નામનો સામવેદનો ઉપવેદ છે

૫ ઋત્વિજો યજ્ઞક્રિયામા પરસ્પર સભાષણ કરવામા જે મન્ત્રોનો

ब्राह्मणमपि त्रिविध, विधिरूपमर्थवादरूप तदुभयविलक्षणरूप चेति। तत्रशब्दभावना विधिरिति भाट्टा । नियोगो विधिरिति प्राभाकरा । इष्टसाधनताविधिरिति तार्किकादय सर्वे । विधिरपि चतुर्विध , उत्पत्त्यधिकारविनियोगप्रयोगभेदात् । तत्र कर्मस्वरूपमात्रबोधको विधिरुत्पत्तिविधि , "आग्नेयोऽष्टाकपालो भवति" इत्यादि । सेतिकर्तव्यताकस्य करणस्य यागादे फलसम्बन्धबोधको विधिरधिकारविधि "दर्शपूर्णमासाभ्या स्वर्गकामो यजेत" इत्यादि । अङ्गसम्बन्धबोधको विधिर्विनियोगविधि , "व्रीहिभिर्यजेत," "समिधो यजति इत्यादिः। साङ्गप्रधानकर्मप्रयोगैक्यबोधक पूर्वोक्तविधित्रयमेलनरूप प्रयोगविधि । स च श्रौत इत्येके, कल्प्य इत्यपरे। कर्मस्वरूप च द्विविध, गुणकर्मार्थकर्म चेति। तत्र क्रतुकर्मकारकाण्याश्रित्य विहित गुणकर्म। तदपि चतुर्विध, उत्पत्त्याप्तिविकृतिसस्कृतिभेदात्। तत्र "वसन्ते ब्राह्मणोऽग्नीनादधीत, "यूप तक्षति इत्यादावाधानतक्षणादिना सस्कारविशेषविशिष्टाग्नियूपादेरुत्पत्ति । "स्वाध्यायोऽध्येतव्य ," 'गा पयो दोग्धि' इत्यादावध्ययनदोहनादिना विद्यमानस्यव स्वाध्यायपय प्रवृत्ते प्राप्ति । "सोममभिषुणोति " "व्रीहीनवहन्ति, ' आज्य विलापयति," इत्यादावभिषवावघातविलापनै सोमादीना विकार । 'व्रीहीन्प्रोक्षति, ' "पत्न्यवेक्षते ' इत्यादौ प्रोक्षणावेक्षणादिभिर्व्रीह्याद्द्रव्याणा सस्कार । एतच्चतुष्ट्य चाङ्गमेव । तथा क्रतुकारकाण्याश्रित्य विहितमर्थकर्म द्विविध, अङ्ग प्रधान चेति। अन्यार्थमङ्गम्, अनन्यार्थं प्रधानम्। अङ्गमपि द्विविध सनिपत्योपकारकमारादोपकारक चेति । तत्र प्रधानस्वरूपनिर्वाहक प्रथमम् ।

---

ઉપયોગ કર છે તે નિગદમન્ત્રો કહેવાય છે अग्नीदमान्विहर એવો એક મન્ત્ર છે એ મન્ત્રો સહિતામા નહીં પણ કલ્પસૂત્રોમા હોય છે તેનો યજુર્વેદના મન્ત્રોની માફક યજ્ઞક્રિયામા ઉપયોગ થતો હોવાને લીધે તેનો યજુસોમા અન્તર્ભાવ થાય છે એમ ગણ્યુ છે

फलोपकारि द्वितीयम् । एवं संपूर्णाङ्गसंयुक्तो विधिः प्रकृतिः । विकृ-त्याङ्गसंयुक्तोविधिर्विकृतिः । तदुभयविलक्षणो विधिर्दर्वीहोम. । एव-मन्यदप्यूह्यम् । तदेवं निरूपितो विधिविभाग ।

બ્રાહ્મણો પણ ત્રણ પ્રકારનાં છે, વિધિના રૂપનાં,[1] અર્થ-વાદના રૂપનાં[2] અને એ બન્નેથી વિલક્ષણ રૂપનાં. તે વિષે ભટ્ટના[3] અનુયાયિઓનો મત એવો છે કે શબ્દભાવના[4] વિધિ છે,

---

૧ વિધિના રૂપના એટલે આજ્ઞાના રૂપના અથવા આજ્ઞાત્મક એનુ ઉદાહરણ આગળ આવશે

૨ અર્થવાદના રૂપના એટલે જેમા કોઈની પ્રશંસા અગર નિન્દા કરી હોય એવા. એના પણ ઉદાહરણ આગળ આવશે

૩ ભટ્ટ એટલે કુમારિલ ભટ્ટ ઇ સ. ના ૭ મા સૈકામા થઈ ગયલો આ એક મોટો મીમાસક પંડિત હતો મીમાસશાસ્ત્ર ઉપર શબર સ્વામિનુ ભાષ્ય છે તેને આધારે એણે શ્લોકવાર્તિક, તન્ત્રવાર્તિક અને તુપ્તિકા એ ત્રણ ગ્રન્થો રચીને તેમા ઘણા સ્વતન્ત્ર વિચારો દર્શાવ્યા છે તેથી મીમાસા જાણનારાઓ એના મતને ઘણું વજન આપે છે

૪ શબ્દભાવના અગર શાબ્દીભાવના એ મીમાસાશાસ્રનો એક પારિભાષિક શબ્દ છે ભાવનાની વ્યાખ્યા લૌગાક્ષી ભાસ્કરે અર્થસંગ્રહમા નીચે પ્રમાણે આપી છે — भावना नाम भवितुर्भवनानुकूलो भावयितुर्व्यापारविशेष (ભાવના એ કહેવાય છે કે જે વસ્તુ બનવાની હોય તેને બનવામાટે અનુકુળ એવી તેને બનવામા કારણભૂત કોઈ વ્યક્તિની ખાસ વૃત્તિ) તેમાજ શાબ્દીભાવનાની વ્યાખ્યા આવી છે – तत्र पुरुषप्रवृत्त्यनुकूलो भावयितुर्व्यापारविशेष शाब्दीभावना (તેમા પુરૂષ-ની પ્રવૃત્તિને અનુકુળ બનાવ બનવામા કારણભૂત વ્યક્તિની કોઈ ખાસ વૃત્તિ તે શાબ્દીભાવના) એ વૃત્તિ તે લૌકિક વાક્યમા બોલનારનો ખાસ અભિપ્રાય અથવા આશય અને વૈદિકવાક્યમા ધાતુ વગેરે શબ્દોમા રહેલો આશય ઉદાહરણાર્થ गामानय એ વાક્યમા गा શબ્દમા રહેલો અગર બોલનારના મનમા રહેલા ગોત્વના વિચારને गा શબ્દ વ્યક્ત કરે છે તે गा શબ્દની શાબ્દીભાવનાને લીધે કરે છે

પ્રભાકરના[1] અનુયાયિઓનો એવો છે કે નિયોગ[2] વિધિ છે અને નૈયાયિકો વગેરે ગર્વનો એવો છે કે ઇષ્ટસાધનતા[3] વિધિ છે. વિધિ પણ ચાર પ્રકારના છે, ઉત્પત્તિ, અધિકાર, વિનિયોગ અને પ્રયોગ એ ભેદોને લીધે. તે પૈકી કર્મના સ્વરૂપ માત્રનું જ્ઞાન કરાવનાર જે વિધિ તે ઉત્પત્તિવિધિ છે, જેમ કે आग्नेयोऽष्टाकपालोभवति વગેરે. ઇતિકર્તવ્યતાથી[4] યુક્ત એવાં સાધન જે યાગાદિ તેના ફળસમ્બન્ધનું જ્ઞાન આપનાર જે વિધિ તે અધિકારવિધિ, दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो

---

૧. પ્રભાકર એક બીજો મીમાંસક લગભગ તેજ સમયમાં થઇ ગયલો છે. તે કુમારિલનો શિષ્ય હતો એવી પરંપરાથી ચાલતી આવેલી માન્યતા છે. આમ છતાં તે એટલો હુશીઆર હતો કે કુમારિલ તેની કેટલીક શંકાઓનું સમાધાન કરી શકેલો નહીં. તેથી એણે તેનાથી જુદા પડીને પોતાના સ્વતન્ત્ર વિચાર દર્શાવનારા ગ્રન્થો રચેલા. તેમાં શબરભાષ્ય ઉપર બૃહતી નામની ટીકા મુખ્ય છે. પ્રભાકર નિબન્ધકાર તરીકે પણ ઓળખાય છે અને એનો મત કેટલીક વખતે 'ગુરૂમત' તરીકે પણ ટાંકવામાં આવે છે.

૨. नियोग એટલે નિમેલું અથવા સોંપેલું કાર્ય. ઉદાહરણાર્થ गामानय એ વાકયમાં आनय એ શબ્દમાં આનયન રૂપ નિયોગ છે. તેજ વિધિ છે એમ પ્રાભાકરો કહે છે. ભાટ્ટ અને પ્રાભાકર એ બન્ને મતપ્રમાણે એ વાક્ય વિધિવાકય છે પરંતુ જ્યારે પહેલા પ્રમાણે गा શબ્દમા રહેલી શાબ્દીભાવના વિધિ છે ત્યારે બીજા પ્રમાણે आनय શબ્દમાં રહેલો આદેશ વિધિ છે.

૩. इष्टसाधनता એટલે ધારેલી વસ્તુના સાધનમાં જે કારણરૂપ ક્રિયા હોય તેપણું. ઉદાહરણાર્થે ઉપલા વાકયમાં નૈયાયિકો વગેરેના મતે વિધિ નથી गां શબ્દની શાબ્દીભાવનામાં કે નથી आनय શબ્દમાં રહેલા આદેશમાં પરંતુ आनय એમ કહ્યાથી થતી ક્રિયા आनयनम् તેની સત્તામાં વિધિ છે.

૪. અમુક યજ્ઞ અમુક રીતે થાય જેમ કે અગ્નિહોત્રમાં અમુક દિશામાં,

यजेत એ વગેરે (વાકયોમાં રહેલો.) અંગસમ્બન્ધનું[1] જ્ઞાન આપનાર જે વિધિ તે વિનિયોગવિધિ, व्रीहिभिर्यजेत, समिधो यजति વગેરે (વાક્યોમાં રહેલો.) અંગાદિત, પ્રધાન, કર્મ અને પ્રયોગની[2] ઐક્યતાનું જ્ઞાન આપનાર અગાઉ કહેલા ત્રણ વિધિઓના મિશ્રણરૂપ જે વિધિ તે પ્રયોગવિધિ. એ વિધિ શ્રૌત છે એમ કેટલાકનો મત છે, કલ્પ્ય છે એમ બીજાઓનો છે.[3] વળી કર્મસ્વરૂપ બે પ્રકારનાં હોય છે, ગુણકર્મ અને અર્થકર્મ. તેમાં જે કર્મ યજ્ઞકર્મસાધનોનો આશ્રય લઈને કરવાનું ફરમાવેલું હોય તે ગુણકર્મ. તે પણ ઉત્પત્તિ, વ્યાપ્તિ, વિકૃતિ અને સંસ્કૃતિ એ ભેદોને લીધે ચાર પ્રકારનું હોય છે. તેમાં वसन्ते ब्राह्मणोऽग्नीनादधीत, यूपं तक्षति એ વગેરે વાકયોમાં આધાન,[4] તક્ષણ[5] વગેરે ક્રિયાઓથી અમુક સંસ્કારથી વિશિષ્ટ અગ્નિ, યૂપ વગેરેની ઉત્પત્તિ થાય છે. स्वाध्यायोऽध्येतव्य, गा पयो दोग्धि એ વગેરે વાકયોમાં અધ્યયન, દોહન વગેરેથી સ્વાધ્યાય,[6] દૂધ વગેરે જે વિદ્યમાન હોય છે તે માટેની પ્રવૃત્તિની પ્રાપ્તિ થાય છે. सोमममिषुणोति, व्रीहीनवहन्ति, आज्यं विलापयति એ વગેરે વાકયોમાં

---

અમુક આકૃતિની, અમુક પ્રમાણની વેદી તૈયાર કરવી, અમુક હુત દ્રવ્ય અમુક વાર, અમુક મન્ત્ર ભણીને હોમવું એ બધું ઇતિકર્તવ્યતા કહેવાય છે

૧ આ શબ્દનો અર્થ કર્તાએ આગળ સમજાવ્યો છે

૨. આ શબ્દોના અર્થો પણ કર્તાએ આગળ સમજાવ્યા છે

૩ શ્રૌત એટલે શ્રુતિપ્રણીત અને કલ્પ્ય એટલે કલ્પસૂત્રપ્રણીત

૪. આધાનકરણ એટલે વિધિપૂર્વક ઉત્પન્ન કરવાની ક્રિયા

૫ તક્ષણ એટલે લાકડું કાપીને જેવા જરૂરના હોય તેવા કકડાઓ તૈયાર કરવા

૬ સ્વાધ્યાય એટલે અધ્યયન એ શબ્દ ક્વચિત્ અધ્યયનના વિષય, જેવો કે વેદ, તેને માટે પણ વપરાય છે અહીં તેજ અર્થમાં વાપરેલો છે

અભિષવ,[1] અવઘાત,[2] વિલાપન (વગેરે)થી[3] સોમાદિનો વિકાર થાય છે. व्रीहीन्प्रोक्षति, पत्न्यवेक्षते એ વગેરે વાક્યોમાં પ્રોક્ષણ,[4] અવેક્ષણ[5] વગેરે ક્રિયાઓથી વ્રીહિ આદિ દ્રવ્યોને સંસ્કાર થાય છે. આ ચારે અંગજ છે. એવીજ રીતે યજ્ઞસાધનોનો આશ્રય લઇને કરવા ફરમાવેલું અર્થકર્મ બે પ્રકારનું હોય છે, જે અંગ અને પ્રધાન છે. જે બીજાના ઉપયોગનું હોય તે અંગ (અને) જે બીજાના ઉપયોગનું ન હોય તે પ્રધાન. અંગ પણ બે પ્રકારનાં હોય છે, એક પાસે રહીને સહાય કરનારૂં અને બીજું દૂરથી સહાય કરનારૂં. તેમાં પ્રધાનના સ્વરૂપનો નિર્વાહ કરનારૂં તે પહેલું અને ફળને ઉપયોગી તે બીજું. આ પ્રમાણે સંપૂર્ણ અંગથી સંયુક્ત જે વિધિ તે પ્રકૃતિ અને ત્રુટક અંગવાળો જે વિધિ તે વિકૃતિ. એ બન્નેથી જુદા લક્ષણવાળો

---

૧. અભિષવ એ સોમવલ્લીનાં પાતરાંને કચરી અને દાબીને રસ કાઢવાની ક્રિયાની સંજ્ઞા છે.

૨. અવઘાત શબ્દ अवहन् (हन्+अव) એ ધાતુ ઉપરથી થયલો છે. તે ધાતુનો સામાન્ય અર્થ 'મારીને છિન્ન ભિન્ન કરી નાંખવું' એવો છે જેમ કે शत्रूनवहन्ति પરંતુ જ્યારે તે ક્રિયાપદ વ્રીહિ એટલે ચોખાના સંબંધમાં વપરાય છે ત્યારે તેનો અર્થ 'ખાંડવાની ક્રિયા' એવો થતો હશે એમ લાગે છે. બન્ને ક્રિયા લગભગ સરખીજ હોવાને લીધે એક ધાતુનો ઉપયોગ બન્ને માટે થતો લાગે છે.

૩. વિલાપન એ विलप् ધાતુ ઉપરથી થયેલું નામ છે. એ ધાતુનો સામાન્ય અર્થ 'શોક કરવો' અગર 'રડવું' એવો થાય છે. પરંતુ જ્યારે કોઈ ચિકાશવાળા પદાર્થ ઉપર થતી ક્રિયાને માટે એનો ઉપયોગ થાય છે ત્યારે તેનો અર્થ 'ઠરવા દેવું' એવો થાય છે.

૪. પ્રોક્ષણ એટલે અમુક મન્ત્ર ભણીને કોઇ વસ્તુ ઉપર, જેમ કે અહીં ચોખા ઉપર, પાણી છાંટવું.

૫. અવેક્ષણ એટલે 'દેખરેખ અગર સંભાળ રાખવી' અગર 'નજર કરવી.' અહીં બીજો અર્થ બંધબેસતો લાગે છે.

વિધિ દર્વીહોમ' છે. આ પ્રમાણે બીજું પણ સમજી લેવું. ત્યારે આ પ્રમાણે વિધિભાગનું નિરૂપણ કીધું.

प्राशस्त्यनिन्दान्यतरलक्षणया विधिशेषभूतं वाक्यमर्थवादः । स च त्रिविधः, गुणवादोऽनुवादो भूतार्थवादश्चेति । तत्र प्रमाणान्तरविरुद्धार्थबोधको गुणवादः, 'आदित्यो यूपः' इत्यादिः । प्रमाणान्तरप्राप्तार्थबोधकोऽनुवादः, 'अग्निर्हिमस्य भेषजम्' इत्यादिः । प्रमाणान्तरविरोधतत्प्राप्तिरहितार्थबोधको भूतार्थवादः, 'इन्द्रो वृत्राय वज्रमुदयच्छत्' इत्यादिः । तदुक्तम्—

विरोधे गुणवादः स्यादनुवादोऽवधारिते ।
भूतार्थवादस्तद्धानादर्थवादस्त्रिधा मतः ॥ इति.

तत्र त्रिविधानामप्यर्थवादानां विधिस्तुतिपरत्वे समानेऽपि भूतार्थवादानां स्वार्थेऽपि प्रामाण्यं देवताधिकरणन्यायात् । अबाधिताज्ञातज्ञापकत्वं हि प्रामाण्यम् । तच्च बाधितविषयत्वाज्ज्ञातज्ञापकत्वाच्च न गुणवादानुवादयोः । भूतार्थवादस्य तु स्वार्थे तात्पर्यरहितस्यौत्सर्गिकं प्रामाण्यं न विहन्यते । तदेवं निरूपितोऽर्थवादभागः ।

સ્તુતિ અગર નિન્દા એ બેમાંથી કોઈપણ રીતે લક્ષણાને લીધે વિધિનું અંગભૂત થયલું વાક્ય તે અર્થવાદ.[2] તે ત્રણ પ્રકારના

---

૧. દર્વીહોમ એ એક સ્વતન્ત્ર વિધિ છે એમાં દર્વી એટલે સર્વીથી અગ્નિમાં આહુતિઓ અપાય છે.

૨. લૌગાક્ષી ભાસ્કરે જે અર્થવાદની વ્યાખ્યા આપી છે તે આને ઘણી મળતી છે. તે આ છે— प्राशस्त्यनिन्दान्यतरपरं वाक्यमर्थवादः । तस्य च लक्षणया प्रयोजनवदर्थपर्यवसानम् [ સ્તુતિ અગર નિન્દા એ બેમાંથી એક કરતું વાક્ય અર્થવાદ (કહેવાય છે); તેના પ્રયોજનવાળા અર્થની પર્યાપ્તિ લક્ષણાથી થાય છે].

લક્ષણા એટલે કોઈપણ શબ્દનો સામાન્યાર્થ બંધબેસતો ન હોય ત્યારે જુદો અર્થ કોઈ લક્ષણ ઉપરથી કાઢવામાં જે વૃત્તિનો ઉપયોગ

હોય છે, ગુણવાદ, અનુવાદ અને ભૂતાર્થવાદ. તેમાંથી ગુણવાદ તે બીજા પ્રમાણોથી વિરૂદ્ધાર્થનું જ્ઞાન કરાવનાર હોય છે, જેમ કે आदित्यो यूपः[1] વગેરે; અનુવાદ તે બીજા પ્રમાણોથી પ્રાપ્ત થયેલા અર્થનું જ્ઞાન કરાવનાર હોય છે, જેમ કે अग्निर्हिमस्य भेषजम्[2] વગેરે; (અને) ભૂતાર્થવાદ બીજા પ્રમાણોનો વિરોધ અને તેની પ્રાપ્તિ એ બન્નેથી રહિત અર્થનું જ્ઞાન કરાવનાર હોય છે, જેમ કે इन्द्रो वृत्राय वज्रमुदयच्छत्[3] વગેરે. માટે કહ્યું છે —

વિરોધથી ગુણવાદ હોય, પ્રાપ્તિથી અનુવાદ,
ભૂતાર્થવાદ હાનિથકી,[4] ગણ્યો ત્રિધા અર્થવાદ.

---

થાય તે વૃત્તિ, જેમ કે गंगायां घोषः એ વાક્યમાં ગંગાનદીમાંને બદલે ગંગાનદીને તીરે અવાજ એવો અર્થ કાઢવામાં સાધનભૂત વૃત્તિ

૧. આ વાક્યમાંથી માત્ર શબ્દાર્થ કાઢીએ તો તાત્પર્ય સમજાતું નથી તેથી તે શોધી કાઢવામાટે વિચાર કરવો પડે છે અને તે કરતાં લાગે છે કે મન્ત્રદ્રષ્ટાએ આદિત્યને થાંભલાની ઉપમા આપી છે કારણ કે તે બે વચ્ચે ઉજ્જવલત્વ એ સાધારણ ધર્મ છે પ્રથમદર્શને આ વિરૂદ્ધાર્થ લાગે છે કારણ કે આદિત્ય ગતિમાન છે અને યૂપ સ્થાયિ હોય છે પરંતુ સમાનધર્મનો વિચાર કરતાં તે બંધબેસતો લાગે છે આવા વિરૂદ્ધાર્થનું જ્ઞાન કરાવનાર અર્થવાદ તે ગુણવાદ કહેવાય છે

૨ આ વાક્યમાંથી વાચ્યાર્થથી વિરૂદ્ધ નહીં પન્તુ તેને અનુકુળ અર્થનું જ્ઞાન થાય કે "અગ્નિ ટાઢનું ઔષધ છે એ સરળપણે સમજાય એવું છે गंगायां घोषः એ વાક્યમાંથી પણ એવીજ રીતે અર્થ નિકળે છે માટે આ જાતના અર્થવાદને અનુવાદ કહેવામાં આવે છે

૩ उदयच्छत् એટલે ઉગામ્યું "ઇન્દ્રે વૃત્રસામે વજ્ર ઉગામ્યું" એ વાક્યમાં માત્ર એક બનાવનું કથન છે, નથી એમાં વિરૂદ્ધાર્થની લક્ષણાની જરૂર કે નથી અનુકુલાર્થની લક્ષણાની જરૂર, માટે એ ભૂતાર્થવાદ કહેવાય છે

૪ અહીં 'હાનિ' શબ્દથી વિરોધ અને પ્રાપ્તિ એ બન્નેનો અભાવ એમ સમજવાનું છે લૌગાક્ષી ભાસ્કરે પણ પોતાના અર્થસંગ્રહમાં આજ

જો કે ત્રણે જાતના અર્થવાદોમાં વિધિની સ્તુતિ કરવાનો મુખ્ય ઉદ્દેશ સમાન છે છતાં ભૂતાર્થવાદોનુ દેવતાધિકરણન્યાયથી¹ તેને પોતાને માટે પણ પ્રામાણ્ય છે કારણ કે પ્રામાણ્ય એટલે અબાધિત અજ્ઞાત વસ્તુનુ જ્ઞાન કરાવવાપણુ અને તે ગુણવાદોને અને અનુવાદોને હોતુ નથી કેમ કે તેનો અર્થ બાધિત છે અને તે જાણીતી વસ્તુનુ જ્ઞાન કરાવનારા છે પરતુ ભૂતાર્થવાદોનુ તાત્પર્ય જો કે પોતાના ઉપયોગમાટે નથી તોપણ તેનુ ઔત્સર્ગિક પ્રામાણ્ય² નષ્ટ થતુ નથી. ત્યારે આ પ્રમાણે અર્થવાદભાગનુ નિરૂપણ કીધુ.

त्रिध्यर्थवादोभयविलक्षण तु वेदान्तवाक्यम् । तच्चाज्ञातज्ञाप कत्वेऽप्यनुष्ठानाप्रतिपादकत्वान्न विधि । स्वत पुरुषार्थपरमानन्दब्रह्मात्मकब्रह्मणि स्वार्थ उपक्रमोपसंहारादिषड्विधतात्पर्यलिङ्गवत्तया

શ્લોક અર્થવાદના પ્રકારો જણાવીને આધાર માટે ટાંકયો છે અને તેને ઉપર પ્રમાણે સમજાવ્યો છે

૧ બાદરાયણના બ્રહ્મસૂત્ર અગર શારીરકસૂત્રના ૧ લા અધ્યાયના ૩ જા પાદના ૨૬ થી ૩૩ સૂત્રોમા દેવતાધિકરણ છે તે ઉપરના શ્રીમ ચ્છંકરાચાર્યના શારીરકભાષ્યમા શ્રુતિ સ્મૃતિ ઇતિહાસ પુરાણો વગેરેમાથી પ્રમાણો આપીને સિદ્ધ કીધુ છે કે જો કે દેવતાઓને વૈદિક કર્મનો અધિકાર નથી તોપણ તેમને આત્મજ્ઞાન એટલે બ્રહ્મવિદ્યાનો અધિકાર છે કારણ કે તેમને (સાત્વિક સૂક્ષ્મ) શરીર હોય છે, અર્થિત્વ એટલે મુમુક્ષુતા હોય છે અને તેમનામા સામર્થ્ય એટલે પુરૂષાર્થ કરવાની શક્તિ હોય છે આ પ્રમાણે જો કે કોઈ શ્રુતિમા સ્પષ્ટપણે જણાવ્યુ નથી તેથી તે અનુવાદ નહીં, તેમા પ્રમાણાન્તરનો વિરોધ નથી એટલે તે ગુણવાદ પણ નહીં પરતુ ભૂતાર્થવાદ છે કારણ કે તેણેથી વિરોધ અને પ્રાપ્તિ એ બન્નેથી રહિત અર્થ નુ જ્ઞાન થાય છે શ્રીમ ચ્છંકરાચાર્ય આ અર્થ વાદને વિદ્યમાનવાદ' કહે છે ( જુઓ શારીરકભાષ્ય, નિર્ણયસાગર પ્રેસની પ્રત પા ૩૧૭-૪૮)

૨ ઔત્સર્ગિકપ્રામાણ્ય એટલે લાક્ષણિક અગર ગૌણ પ્રામાણ્ય

स्यतः प्रमाणभूतं सर्वानपि विधीनन्तःकरणशुद्धिद्वारा स्वशेषतामापादयन्यशेषत्वाभावाच्च नार्थवादः। तस्मादुभयविलक्षणमेव वेदवाक्यम्। तच्च क्वचिदज्ञातज्ञापकत्वमात्रेण विधिरिति व्यपदिश्यते, विधिपदरहितप्रमाणवाक्यत्वेन क्वचिद्भूतार्थवाद इति व्यवह्रियत इति न दोषः। तदेवं निरूपितं त्रिविधं ब्राह्मणम्।

વિધિ અને અર્થવાદ એ બન્નેથી જુદાં લક્ષણવાળાં વેદાન્તવાક્ય[1] હોય છે. તે જો કે અજ્ઞાત વસ્તુનું જ્ઞાન કરાવે છે તોપણ અનુષ્ઠાનનું[2] પ્રતિપાદન કરતાં નથી તેથી તે વિધિ નથી. તે પુરૂષાર્થ[3] જે પરમાનન્દજ્ઞાનાત્મક બ્રહ્મ છે તેને માટે એટલે પોતેજ પોતાના

---

૧. વેદાન્ત એટલે વેદનો અન્ત યાને ઉપનિષદભાગ. તેમાંનાં વાક્યો તે વેદાન્ત વાક્યો.

૨. અનુષ્ઠાન એટલે કોઈપણ ક્રિયા શાંકર મત પ્રમાણે મોક્ષ કેવળ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે તેને માટે કોઇ પણ ક્રિયાની જરૂર નથી. જ્ઞાનની જરૂર છે અને તે ક્રિયા ગણાતી નથી. વેદાન્તના વાક્યોનું તાત્પર્ય કાઢતાં એ મતવાદીઓએ એવો અભિપ્રાય બાંધ્યો છે કે કોઈપણ વાક્ય જ્ઞાનની પ્રાપ્તિ માટે કોઇપણ ક્રિયા કરવી જોઇએ એવું પ્રતિપાદન કરતું નથી

૩ પુરુષાર્થ એટલે પુરૂષે યત્નથી સાધવા લાયક વસ્તુ ધર્મશાસ્ત્રપ્રમાણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર જાતના પુરૂષાર્થ છે અહીં જે પુરૂષાર્થ જણાવ્યો છે તે આમાથી છેલ્લો છે બ્રહ્મ અને મોક્ષ એ બેમા ભેદ નથી કારણ મોક્ષ એટલે સ્વરૂપની પ્રાપ્તિ અને વેદાન્ત પ્રક્રિયા પ્રમાણે આત્મા અને બ્રહ્મનો અભેદ છે તેથી સ્વરૂપની પ્રાપ્તિ અને બ્રહ્મપ્રાપ્તિ એ એકજ છે. આ સમજુતી માત્ર અજ્ઞાની મુમુક્ષુને માટેજ છે વાસ્તવિક રીતે બ્રહ્મ એ એક ન મેળવેલી વસ્તુ નથી, તે હમેશાં પાસેજ છે અને જે મેળવી શકે તે પુરૂષજ તે પોતે છે એટલે તેની પ્રાપ્તિ જેવું કાંઇ બનતુ જ નથી. અજ્ઞાનાવરણ ખસી જાય છે ત્યારે તે સ્વયંપ્રકાશ હોવાથી પોતે પોતાને ઓળખી લે છે. તે સદા

'અર્થ માટે ઉપક્રમોપસંહારાદિ છ જાતનાં તાત્પર્યલિંગવાળાં' હોવાને લીધે પ્રમાણભૂત છે; તે અન્તઃકરણશુદ્ધિદ્વારા બધાય વિધિઓને પોતાના અંગભૂત બનાવે છે² અને પોતે કોઈનાં અંગભૂત બનતાં

---

મુક્તજ છે પણ પોતાને બંધાયલો માનતો હોય છે તે જ્ઞાન થયા પછી મુક્ત થયલો મનાય છે. પરમાર્થ દૃષ્ટિએ એ બન્ને માન્યતા ખોટી છે. પરંતુ વ્યાવહારિક દૃષ્ટિએ જીવ એ બન્ધની દશા અને બ્રહ્મ એ મોક્ષની દશા અને જેની તે દશા અને તે જાતે એમાં ભેદ નથી હતો તેથી બ્રહ્મને મોક્ષ જે પરમ પુરુષાર્થ છે તે રૂપજ કહ્યો છે.

એ બ્રહ્મ વ્યવહારદૃષ્ટિએ સર્વત્ર સત્તાસામાન્યરૂપે વ્યાપેલો છે અને પુરૂષના હૃદયમાં તેની અભિવ્યક્તિ અથવા પ્રત્યભિજ્ઞા પરમાનન્દ અગર જ્ઞાનરૂપે થાય છે. તેથી તે સચ્ચિદાનંદ કહેવાય છે

૧. મીમાંસાશાસ્ત્રનો નિયમ છે કે કોઈપણ ગ્રન્થનું તાત્પર્ય શોધવું હોય તો તેને છ બાજુથી તપાસી જોવો જોઇએ. એ છ બાજુઓ તે છ લિંગ યાને ચિન્હ કહેવાય છે. ઉપક્રમ એટલે શરૂઆત અને ઉપસંહાર એટલે છેડો. તેવીજ રીતે અપૂર્વતા, ફળ વગેરે બીજાં ૪ લિંગો છે. તે બધાને નજરમા રાખતાં જે અર્થ નિકળે તે તાત્પર્ય કહેવાય છે. જો આ છ એ લિંગો એક ગ્રન્થમાંથીજ મળી આવે તો તે સ્વતન્ત્ર છે એમજ માનવુ જોઇએ. ઉપનિષદો એવા ગ્રન્થ છે કેમ કે એ બધાં લિંગો તેમાં મળી આવે છે. તેથીજ તેને કર્મકાંડની સંહિતા ઉપર આધાર ન રાખનાર જ્ઞાનકાંડના સ્વત પ્રમાણ ગ્રન્થ માનવામાં આવે છે.

૨. વેદાન્તવાકયોનું તાત્પર્ય બ્રહ્મ અને આત્માના ઐક્યનું પ્રતિપાદન કરવું એ છે. તે ઐક્યનું જ્ઞાન અન્તઃકરણશુદ્ધિ શિવાય થઈ શકતું નથી. માત્ર બુદ્ધિથી સમજવું એ કાંઇ જ્ઞાન થયું કહેવાય નહીં. તે કયારે થયું કહેવાય કે તે ઐક્ય વિષે પાકો નિશ્ચય થાય અને તેવો નિશ્ચય અન્તઃકરણની શુદ્ધિ શિવાય થઇ શકે નહીં તેની શુદ્ધિ નિષ્કામ કર્મ કર્યાથી થઇ શકે છે. તે કર્મ વેદના કર્મકાંડ અગર સંહિતા ભાગમાંથી જાણી શકાય છે. તેથી તેને લગતાં વિધિવાકયો વેદાન્તવાકયોનાં અંગભૂત બને છે.

નથી તેથી તે અર્થવાદ (વાકયો) નથી.[1] તે કારણથી તે બન્નેથી જુદીજ જાતનાં વેદવાકયો છે. તે અજ્ઞાતાર્થનું જ્ઞાન કરાવનાર માત્ર છે[2] તેજ કારણથી તેને કવચિત્ વિધિ કહેવામાં આવે છે અને વિધિપદરહિત પ્રમાણવાકયો હોવાને લીધે[3] કવચિત ભૂતાર્થવાદ તરીકે ગણવામાં આવે છે. તેથી તે કાંઈ ખોટુ નથી. ત્યારે આમ ત્રણ પ્રકારનાં બ્રાહ્મણોનુ નિરૂપણ થયુ.[4]

एव च कर्मकाण्डब्रह्मकाण्डात्मको वेदो धर्मार्थकाममोक्षहेतु । स च प्रयोगत्रयेण यज्ञनिर्वाहार्थमृग्यजु साममेदेन भिन्न । तत्र होत्रप्रयोग ऋग्वेदेन, आध्वर्यवप्रयोगो यजुर्वेदेन, औद्गात्रप्रयोग सामवे

૧ અર્થવાદવાકયો હમેશા વિધિના અગભતજ હોય છે કારણ કે તેનો ઉદ્દેશ કાતો સારા કર્મા તરફ પ્રેરવા માટે સ્તુતિપર અગર નઠારા કર્મો તરફ ઘૃણા ઉત્પન્ન કરવા માટે નિન્દાપર હોય છે

૨ બ્રહ્મનુ સ્વરૂપ મુમુક્ષુ દશામા અજ્ઞાત હોય છે વેદાન્તવાકયો તેજ ઓળખાવે છે તેથી તે અજ્ઞાતજ્ઞાપકત્વગુણવાળા ગણાય છે વિધિ વાકયો જે ધર્મનુ જ્ઞાન કરાવે છે તેમા પણ એ ગુણ હોય છે કારણ કે ધર્મ પણ અજ્ઞાત વસ્તુજ છે આ સમાન ધર્મને લીધે વેદાન્ત વાકયો કવચિત્ વિધિવાકયો કહેવાય છે તેમા કાઈ ખોટુ નથી એમ કર્તાનો અભિપ્રાય છે

૩ જેમ સહિતામા કેટલાક વિધિવાકયો અને કેટલાક અર્થવાદવાકયો હોય છે તેમ વેદાન્તમા પણ કેટલાક વાકયો બ્રહ્માત્મૈક્યનુ જ્ઞાન આપે છે જેમ કે तत्त्वमसि अहब्रह्मास्मि વગેરે અને કેટલાક માત્ર બ્રહ્મના ગુણગાન કરે છે જેમ કે सत्य ज्ञानमनन्त ब्रह्म आनन्द ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन વગેરે આવા વાકયોને અર્થવાદ વાકયો કહી શકાય અને તેમા વિરૂદ્ધાર્થ અગર પ્રાપ્તિ નહીં પરતુ માત્ર અપૂર્વ વસ્તુસ્થિતિનુ વર્ણન છે તેથી તેને ભૂતાર્થવાદ કહી શકાય

૪ અહીં એક બાબત ધ્યાનમા લેવાની છે તે એ કે ઉપનિષદો અહીં બ્રાહ્મણોના ભાગ તરીકે ગણી લીધા છે તેનુ કારણ હવે પછીના ખડની શરૂઆતમા સમજાશે [જુઓ પાન ૨૩ ટીપ ન.૧]

दैन। ग्रावयाजमानप्रयोगौ त्वत्रवान्तर्भूतौ । अथर्ववेदस्तु यज्ञानुप युक्तः शान्तिपौष्टिकाभिचारादिकर्मप्रतिपादकत्वेनात्यन्तविलक्षण एव। एवं प्रवचनभेदात्प्रतिवेदं भिन्ना भूयस्यः शाखा । एवं च धर्मकाण्डे व्यापारभेदेऽपि सर्वासां वेदशाखानामेकरूपत्वमेव ब्रह्मकाण्डे । इति चतुर्णां वेदानां प्रयोजनभेदेन भेद उक्तः।

આ પ્રમાણે કર્મકાંડ અને બ્રહ્મકાંડ રૂપી જે વેદ છે[1] તેનું પ્રયોજન ધર્મ, અર્થ, કામ અને મોક્ષ (નું જ્ઞાન કરાવવાનો) છે. તેમાં ત્રણ પ્રયોગોથી યજ્ઞના નિર્વાહને અર્થે ઋક્, યજુસ્ અને સામ એવા ભેદો છે.[2] તેમાંથી ઋગ્વેદથી હૌત્રપ્રયોગ, યજુઃથી આધ્વર્યવપ્રયોગ અને સામવેદથી ઔદ્ગાત્રપ્રયોગ થાય છે.[3] અથર્વવેદ તો યજ્ઞમાં ઉપયોગમાં આવતો નથી અને શાન્તિ, પૌષ્ટિક, અભિચાર વગેરે કર્મોનુ પ્રતિપાદન

---

૧. જો કે સામાન્યપણે વેદના કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડ મનાય છે તોપણ અહીં માત્ર કર્મ અને બ્રહ્મ અથવા જ્ઞાન એ બેજ કાંડ ગણ્યા છે એમ સમજીને કે સકામ ઉપાસનાનો કર્મકાંડમા અન્તર્ભાવ થાય છે અને નિષ્કામ ઉપાસનાનો જ્ઞાનકાંડમા

૨ વાસ્તવિક રીતે વેદ એકજ છે અને જ્યાંલગી વેદવ્યાસે તેના વિભાગ પાડ્યા નહોતા ત્યાંલગી તે એકજ મનાતો હતો. પરંતુ યજ્ઞકાર્યમા જુદા જુદા ઋત્વિજોને જુદુ જુદુ કાર્ય કરવાનુ હોય છે તેથી તેના કાર્યપરત્વે વિભાગ પાડવામા આવ્યા છે જે મન્ત્રોનો હોતાને ઉપયોગ કરવાનો હોય છે તેનો સમૂહ ઋગ્વેદ કહેવાય છે, જેનો અધ્વર્યુને ઉપયોગ કરવાનો હોય છે તે યજુર્વેદ કહેવાય છ અને જેનો ઉદ્ગાતાને ઉપયોગ કરવાનો હોય છે તે સામવેદ કહેવાય છે

૩. આ શિવાય એક ચોથો ઋત્વિગ બ્રહ્મા કહેવાય છે અને એ ચારે શિવાય યજમાન તો હોયજ તેમને ઉપયોગ કરવા માટેના જુદા મન્ત્રો હોય છે પરંતુ તેમનો આ ત્રણમા અન્તર્ભાવ થાય છે એવો કર્તાનો મત છે

કરનો હોવાને લીધે અત્યન્ત જુદાં લક્ષણવાળોજ છે.[1] તેમજ અધ્યાપનસંપ્રદાયના ભેદાને લીધે દરેક વેદની જુદી જુદી પુષ્કળ શાખા છે.[2] જો કે આમ કર્મના ભેદને લીધે કર્મકાંડમાં ભેદ છે તો પણ બ્રહ્મકાંડમાં તો બધી વેદની શાખાઓની એકરૂપતાજ છે.[3] આમ પ્રયોજનના ભેદને લીધે (પરેલા) ચાર વેદના ભેદો કહ્યા.

---

૧. અથર્વવેદને ચોથો વેદ ગણવો કે કેમ એ બાબતમાં મતભેદ ઠેઠ મધુસૂદનના વખત લગી ચાલુજ હોય એવું આ ઉપરથી લાગે છે. વેદવ્યાસે પોતે પણ ત્રણજ વેદ માન્યા છે જુઓ– त्रैविद्या मा सोमपाः पूतपापाः, (ભ. ગી. ૯. ૨૦) एवं त्रयीधर्ममनुप्रपन्ना (ભ ગી.૯.૨૧) તેમ મહિમ્ન સ્તોત્રમાં પુષ્પદંતાચાર્યે પણ ત્રણજ માન્યા છે. (જુઓ त्रयी साङ्ख्यं योग. (મ. સ્તો. ૭) મધુસૂદને પોતે તો આ ગ્રન્થમાં અથર્વવેદને ચોથા વેદ તરીકે ગણેલો છે છતાં એનો મત પણ એવો તો આ ઉપરથી લાગેજ છે કે તે યજ્ઞકાર્યમાં ઉપયોગી નથી.

૨. એકનો એક વેદ જુદા જુદા ગુરૂઓ પોતપોતાના શિષ્યોને શિખવતા. લેખનકળાની શોધ થઇ તે પહેલાં દરેક ગુરૂને પોતાની સ્મરણશક્તિ ઉપરજ આધાર રાખવો પડતો. તેને લીધે પાઠફેરો થાય એ સાહજીક છે અને મનુષ્યસ્વભાવજ એવો છે કે પોતાનું તેજ ખરૂં માનવું અને બીજાનું તે ખોટું, જ્યાંલગી તે ખોટું છે એમ ખાત્રી ન થાય ત્યાં સુધી. તે આ બાબતમાં શકય નહીં. અને મૂળ ગુરૂઓ જેણે વિસ્મૃતિથી એ ફેરફારો પ્રચલિત કર્યા હોય તે ગુજરી જાય એટલે તેના શિષ્યો સ્વાભાવિક રીતેજ પોતે ભણ્યા હોય તેજ ખરૂં માને અને તેજ પોતાના શિષ્યોને શિખવે આ કારણને લીધે દરેક વેદની અનેક શાખાઓ હસ્તિમાં આવી હોય એમ લાગે છે.

૩. વાસ્તવિક રીતે જોઇએ તો શાખા દીઠ ઉપનિષદો પણ જુદાં છે. પરંતુ જ્ઞાનકાંડમાં કર્મકાંડના જેવા ભેદ નથી. તેમાં વિધિનિષેધ, ઇતિકર્તવ્યતા જેવું કાંઈ છેજ નહીં. વેદને પ્રમાણ માનનારા તત્વચિંતકો વચ્ચે દર્શનભેદ છે પરંતુ તે જુદાજ કારણને લીધે. તે વિષે આ પુસ્તકમાંજ આગળ વિવેચન આવશે.

अथ अङ्गानामुच्यते । तत्र शिक्षाया उदात्तानुदात्तस्वरित-ह्रस्वदीर्घप्लुतादिविशिष्टस्वरव्यञ्जनात्मकवर्णोच्चारणविशेषज्ञानं प्रयोजनम्, तदभावे मन्त्राणामनर्थकत्वात् । तथा चोक्तम्—

मन्त्रो हीनः स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह ।
स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात् ॥ इति ॥

तत्र सर्ववेदसाधारणी शिक्षा "अथ शिक्षां प्रवक्ष्यामि" इत्यादि पञ्च-[1] खण्डात्मिका पाणिनिना प्रकाशिता, प्रतिवेदशाखं च भिन्नरूपा प्रातिशाख्यसंज्ञिता अन्यैरेव मुनिभिः प्रदर्शिता।

હવે અંગોના (ભેદ) કહેવામાં આવે છે. તેમાં શિક્ષાનું[2] પ્રયોજન ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, હ્રસ્વ, દીર્ઘ, પ્લુત વગેરેથી વિશિષ્ટ સ્વરવ્યંજનરૂપ વર્ણના ઉચ્ચારણનું વિશેષ જ્ઞાન કરાવવું એ છે કારણ કે તેના અભાવે મન્ત્રોને અનર્થકપણું આવે છે. માટે કહ્યું છે:—

સ્વર કે વર્ણથી હીન મન્ત્ર હોયે, મિથ્યાપ્રયુક્ત તે નહીં કામ આવે।
તે વાગ્વજ્ર હણતો યજમાનને, સ્વરાપરાધથી જ્યમ ઈન્દ્રશત્રુ[3] ॥

---

૧. કેટલાક પ્રતોમાં नवखण्डात्मिका એવો પાઠ પણ છે.

૨. વેદનાં છ અંગો છે, શિક્ષા, વ્યાકરણ, છન્દ, જ્યોતિષ, નિરૂક્ત અને કલ્પ. તેમાંથી પ્રથમ શિક્ષા શું છે તે સમજાવે છે. એ અંગથી સ્વર અને વ્યંજન એ બે જાતના વર્ણોના ઉદાત્તાદિ અને હ્રસ્વાદિ પ્રકારોથી વિશિષ્ટ હોય ત્યારે કેવી રીતે ઉચ્ચાર કરવા તે બાબતનું વિશેષ જ્ઞાન આપવામાં આવે છે.

૩. સ્વર ત્રણ છે, ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત. વર્ણ પણ ત્રણ છે હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત. તે પ્રમાણે યોગ્ય આરોહ અવરોહ વગર ઉચ્ચારેલો મન્ત્ર નકામો જાય છે એટલું જ નહીં પરતુ તે વાગ્વજ્ર બનીને યજમાનને અનિષ્ટ ફળની પ્રાપ્તિ કરાવે છે. ઉદાહરણાર્થે વૃત્રે યજ્ઞ કરીને ઈન્દ્ર–શત્રુ એટલે ઈન્દ્રનો શત્રુ થાય એવો વીર માગવાને બદલે ઇન્દ્ર–શત્રુ એટલે ઇન્દ્ર જેનો શત્રુ થાય એવો વીર

તેમાં સર્વ વેદને લાગુ પડતી સાધારણ શિક્ષા अथ शिक्षां प्रवक्ष्यामि એ સૂત્રથી શરૂ થતા પાંચખંડાવાળી પાણિનિએ પ્રકાશિત કરી છે (અને) જુદા જુદા વેદની શાખાઓ પ્રમાણે જુદા જુદા રૂપની પ્રાતિશાખ્ય નામની[1] બીજાજ મુનિઓએ પ્રદર્શિત કરી છે.

एवं वैदिकपदसाधुत्वज्ञानेनोहादिकं व्याकरणस्य प्रयोजनम् । तच्च 'वृद्धिरादैच्' (पा. सू. १-१-१) इत्याद्यध्यायाष्टकात्मकं महेश्वर प्रसादेन भगवता पाणिनिनैव प्रकाशितम् । तत्र कात्यायनेन मुनिना पाणिनीयसूत्रेषु वार्तिकं विरचितम् । तद्वार्त्तिकस्योपरि च भगवता मुनिना पतञ्जलिना महाभाष्यमारचितम् । तदेतत्त्रिमुनिव्याकरण वेदाङ्गमाहेश्वरमित्याख्यायते । कौमारादि व्याकरणानि तु न वेदाङ्गानि किन्तु लौकिकप्रयोगमात्रज्ञानार्थानीत्यवगन्तव्यम् ।

એવીજ રીતે વૈદિક પદોના સાધુત્વના જ્ઞાનથી ઉહાદિક[2] વ્યાકરણનું પ્રયોજન છે અને તે वृद्धिरादैच् (પા. સૂ. ૧-૧ ૧)[3] એ સૂત્રથી શરૂ થતા આઠ અધ્યાયોના રૂપમાં હોઈ ભગવાન પાણિનિએ મહાદેવના પ્રસાદથી પ્રકાશિત કર્યું છે.[4] તે પાણિનિનાં સૂત્રો ઉપર

---

માગ્યો તેથી યજ્ઞવેદીમાંથી એવો વીર નિકળ્યો કે જેણે ઇન્દ્રની તરફેણ કરીને વૃત્રનેજ માર્યો

૧ આ ઉપરથી એમ જણાય છે કે પ્રાતિશાખ્યો પણ શિક્ષાજ છે પરંતુ તે સર્વસામાન્ય નહીં પરંતુ દરેક વેદની શાખા દીઠ જુદી છે

૨ ઉહુ એટલે વિભક્તિ આદિના રૂપની કલ્પના

૩. આ સૂત્રનો અર્થ "આ, ઐ અને ઔ એ સ્વરો વૃદ્ધિસંજ્ઞક કહેવાય છે" એ છે

૪ આની આખ્યાયિકા એવી છે કે ભગવાન પાણિનિએ મહાદેવની અનન્ય ઉપાસના કરીને વ્યાકરણશાસ્ત્ર રચવા માટેની શક્તિ પ્રસાદ રૂપે માગી તેમણે મોઢે ન બોલતા પોતાનું ડમરૂ આઠ વાર જુદી જુદી રીતે વગાડ્યું. તે ઉપરથી તે વિચક્ષણ મુનિ રહસ્ય સમજ્યા અને તેમણે અષ્ટાધ્યાયી રચી

કાત્યાયન મુનિએ વાર્તિક[1] રચ્યું છે (ને) તે વાર્તિક ઉપર ભગવાન મુનિ પતંજલિએ મહાભાષ્ય[2] રચ્યું છે. તેથી એ ત્રણ મુનિઓનું રચેલું

---

૧. વાર્તિક શબ્દ વૃત્તિ શબ્દ ઉપરથી થયલો છે. તેથી તેનો અર્થ વૃત્તિરૂપ ગ્રન્થ એવો થાય છે. પાછળથી એ શબ્દ એક વિશિષ્ટ જાતની વૃત્તિનો વાચક બન્યો હતો. તેની વ્યાખ્યા નીચે પ્રમાણે છે — उक्तानुक्तदुरुक्तार्थव्यक्तिकारि तु वार्तिकम् (જે સ્પષ્ટ, ગર્ભિત અને અસ્પષ્ટ અર્થોને વ્યક્ત કરે તે વાર્તિક) પાણિનિનાં વ્યાકરણસૂત્રો એટલી સંક્ષિપ્ત અને પારિભાષિક ભાષામાં રચેલાં છે કે એમ ને એમ તેમાંથી કાંઇ સમજાય નહીં. તેથી કાત્યાયન મુનિએ તે ઉપર વાર્તિક રચ્યું છે સંસ્કૃત ભાષામાં આ સૌથી પહેલોજ વાર્તિક ગ્રન્થ છે. ન્યાયસૂત્ર ઉપર, ઉપનિષદો ઉપર એમ વાર્તિકો બીજાં છે પણ બધાં એના અનુકરણમા થયલાં

૨. જ્યારે વાર્તિક પણ સમજવુ અઘરૂં પડવા માંડ્યું ત્યારે પતંજલિ મુનીએ તે ઉપર વિસ્તૃત મહાભાષ્ય રચ્યું હતું તે પાતંજલ મહાભાષ્ય તરીકે પ્રચલિત છે. ન્યાયસૂત્ર, યોગસૂત્ર, મીમાંસાસૂત્ર, વેદાન્તસૂત્ર વગેરે ઉપર પણ ભાષ્ય છે પણ તે બધા આ પછીના

ભાષ્ય પણ એક વિશિષ્ટ જાતની વૃત્તિ યાને ટીકાજ છે. તેની વિશિષ્ટતા નીચે આપેલી વ્યાખ્યા ઉપરથી સમજાશે. सूत्रार्थो वर्ण्यते यत्र पदैः सूत्रानुसारिभिः । स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः (જેમાં સૂત્રને અનુસરતાં પદોથી સૂત્રના અર્થનુ વર્ણન કર્યું હોય અને જે જે પદો તેમાં વાપર્યાં હોય તે તે પદોનું વર્ણન કર્યું હોય તેને ભાષ્ય જાણનારાઓ ભાષ્ય કહે છે).

ટીકાની વ્યાખ્યા टीक्यते गम्यते ग्रन्थार्थोऽनया (એણેથી ગ્રન્થનો અર્થ પ્રાપ્ત થાય છે યાને સમજાય છે) ઉપરથી જણાય છે કે તેનો ઉદ્દેશ માત્ર ગ્રન્થનો સામાન્ય અર્થ સમજાવવાનો હોય છે તેમાં પદાર્થનું વિવેચન નહીં તેમ અનુક્તાર્થ અને દુરૂક્તાર્થ સમજાવવાનો પ્રયાસ પણ નહીં વૃત્તિ જે वृत्- હોવું એ ધાતુ ઉપરથી થયલો શબ્દ છે તેનો ઉદ્દેશ ટીકા જેવોજ હોવો જોઇએ કારણ કે જે ગ્રન્થમાં હોય તે

વ્યાકરણ વેદાંગ[1] માહેશ્વર કહેવાય છે. પરંતુ કુમારાદિનાં વ્યાકરણો[2] વેદાંગ નથી. લૌકિક પ્રયોગ માત્રનું જ્ઞાન કરાવવું એજ તેનું પ્રયોજન છે એમ સમજવું.

एवं शिक्षा व्याकरणाभ्यां वर्णोच्चारणे पदसाधुत्वे च ज्ञाते वैदिकमन्त्रपदानामर्थज्ञानाकाङ्क्षायां तदर्थं भगवता यास्केन "समाम्नायः

---

દેખાડી આપવું એ વૃત્તિનું કામ અને ટીકા પણ તેજ કરે છે. તેના કરતાં વિસ્તૃત વિવરણ ભાષ્યમાં હોય કારણ કે તેમાં સૂત્રોના અર્થ તેને અનુસરીને રચેલાં પદોથી સમજાવવામાં આવે અને તે તે પદો પણ સમજાવવામાં આવે. તેના કરતાં વિસ્તૃત વિવરણ વાર્તિકમાં હોય કારણ તેમાં તો સ્પષ્ટ અને અસ્પષ્ટ અર્થો ઉપરાંત ગર્ભિત અર્થોનું પણ વિવરણ ખરૂં. એમાં એકત્ર ગ્રન્થનો વિચાર કરીને તેમાંનો આશય એક સ્વતન્ત્ર ગ્રન્થ રચીનેજ વ્યકત કરેલો હોય. વળી એમ પણ લાગે છે કે ટીકા, વૃત્તિ અને ભાષ્ય ગદ્યમાં રચાય છે ત્યારે વાર્તિક પદ્યમાં રચાય છે. (જુઓ શંકરાચાર્યનાં ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્ર ઉપરનાં ભાષ્યો અને સુરેશ્વરાચાર્યનું બૃહદારણ્ય-ભાષ્ય-વાર્તિક).

૧. પતંજલિમુનિ વહેલામાં વહેલા ઇ સ. પૂર્વે ૫ મા અગર ૪ થા સૈકામાં અને મોડામાં મોડા ઇ. સ. પૂર્વે ૨ જા સૈકામાં થઈ ગયેલા મનાય છે. તેથી ઉપરના વિધાનથી એમ લાગે છે કે પાણિનિ વ્યાકરણને વેદાંગ તરીકેની પ્રતિષ્ઠા મોડામાં મોડી ઇ. સ. પૂર્વે ૨ જા સૈકામાં અને વહેલામાં વહેલી ઇ. સ. પૂર્વે ૫ મા અથવા ૪ થા સૈકામાં પ્રાપ્ત થઇ હશે.

૨. પાણિનિ પછી બીજા ઘણા વ્યાકરણકારો થઈ ગયા છે તેમને વિષેની હકિકત ડૉ. બેલ્વલ્કરના Systems of Sanskrit Grammar એ ગ્રન્થમાં આપેલી છે. છેલ્લામાં છેલ્લો મહાન વ્યાકરણકાર હેમચંદ્રસુરી ૧૨ મા સૈકામાં થઇ ગયો છે. તે બધાનો આશય માત્ર લોકભાષાઓ એટલે પ્રાચીન કાળમાં લૌકિક સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓના પ્રયોગોને સમજાવવાનો હતો જ્યારે પાણિનિનો આશય વૈદિક તેમજ લૌકિક ભાષાઓના પ્રયોગોને સમજાવવાનો હતો. તેથી વેદાંગ તરીકે પ્રતિષ્ઠા જે તેને મળી તે બીજાઓને ન મળી.

समाम्नातः, स व्याख्यातव्यः' (नि. १-१-१) इत्यादि त्रयोदशाध्यायात्मकं निरुक्तमारचितम्। तत्र च नामाख्यातनिपातोपसर्गभेदेन चतुर्विधं पदजातं निरुच्य वैदिकमन्त्रपदानामर्थः प्रकाशितः। मन्त्राणां चानुष्ठेयार्थप्रकाशनद्वारेणैव करणत्वात्पदार्थज्ञानाधीनत्वाच्च वाक्यार्थज्ञानस्य मन्त्रस्थपदार्थज्ञानाय निरुक्तमवश्यमपेक्षितम्, अन्यथानुष्ठानासम्भवात्, "सृण्येव जर्भरी तुर्फरी तू" इत्यादि दुरूहाणां प्रकारान्तरेणार्थज्ञानस्यासंभावनीयत्वाच्च। एवं निघण्टवोऽपि वैदिकद्रव्यदेवतात्मकपदार्थपर्यायशब्दात्मका निरुक्तान्तर्भूता एव। तत्रापि निघण्टुसंज्ञकः पञ्चाध्यायात्मको ग्रन्थो भगवता यास्केनैव कृतः। अन्येऽप्यमरहेमचन्द्रादिप्रणीताः कोषाः सर्वे निघण्टुरूपत्वेन निरुक्तान्तर्गताः द्रष्टव्याः।

આમ શિક્ષા અને વ્યાકરણથી વર્ણોચ્ચારણ અને પદોના સાધુત્વનું જ્ઞાન થયા પછી વૈદિક મન્ત્રોમાંના શબ્દોના અર્થના જ્ઞાનની આકાંક્ષા રહે છે[1] તે માટે ભગવાન યાસ્કે 'समाम्नायः समाम्नातः, स व्याख्यातव्यः' (નિ. ૧-૧-૧) એ સૂત્રથી શરૂ થતા તેર અધ્યાયવાળું નિરૂક્ત રચ્યું છે અને તેમાં નામ, આખ્યાત, નિપાત અને ઉપસર્ગ એ

---

૧. શિક્ષાનું પ્રયોજન સ્વરવ્યંજનો કેમ ઉચ્ચારવા તે શિખવવાનું છે અને વ્યાકરણનું શબ્દોના સાધુપણા વિષેનું જ્ઞાન આપવાનું છે તે ઉપર સમજાવ્યું છે. પરંતુ તેટલું જાણેલું બસ નથી. જ્યાંલગી મન્ત્રોના અર્થ જાણ્યા ન હોય ત્યાંલગી તેનો શું શું અને ક્યારે ક્યારે ઉપયોગ કરવો તે બરોબર સમજાય નહીં અને તેને માટે તેમાં વપરાયલા શબ્દોના અર્થ જાણવાની જરૂર છે. તેમ વેદના કેટલાક શબ્દો એવા છે કે તેમાંથી સામાન્યપણે કાંઈ અર્થ કળી શકાય નહીં. માટે આ નિરૂક્ત શાસ્ત્રનો આરંભ કરેલો છે તેના શબ્દોના ચાર વિભાગ કરવામાં આવ્યા છે, નામ, આખ્યાત, નિપાત અને ઉપસર્ગ. તે દરેકનું તેમાં પૃથક્ પૃથક્ વિવેચન છે. આખ્યાત એટલે ક્રિયાપદ અને નિપાત એટલે અવ્યય. બીજા બે શબ્દો ગુજરાતી વ્યાકરણમાં પણ આવે છે.

ભેદોને લીધે ચાર પ્રકારના સમસ્ત શબ્દોનું નિરૂપણ કરી વૈદિક મન્ત્રોના શબ્દોના અર્થ પ્રકાશિત કર્યા છે. વળી મન્ત્રો જે સાધનભૂત થાય છે તે અનુષ્ઠેય અર્થના પ્રકાશનદ્વારાજ થાય છે માટે અને વાકયોના અર્થનું જ્ઞાન શબ્દોના અર્થના જ્ઞાનને આધીન છે તેથી મન્ત્રોમાં રહેલા શબ્દોના અર્થોનું જ્ઞાન થવા માટે નિરૂકતની ખાસ જરૂર છે કારણ કે નહિં તો અનુષ્ઠાન શકય ન બને અને सृण्येव जर्भरी तुर्फरी तू ઈત્યાદિ દુર્ગમ્ય વાકયોના અર્થનું જ્ઞાન બીજી કોઇ રીતે થઈ શકે નહીં. તેમ નિઘંટુઓ જે વૈદિક દ્રવ્ય દેવતારૂપી પદાર્થના પર્યાય શબ્દોરૂપી છે તેનો પણ નિરૂકતમાંજ સમાવેશ થયલો છે. છતાં નિઘંટુ નામનો પાંચ અધ્યાયવાળો ગ્રન્થ ભગવાન યાસ્કેજ બનાવેલો છે[1]. અમર, હેમચન્દ્ર વગેરેએ રચેલા બીજા બધાય કોષોનો પણ નિઘંટુરૂપે નિરૂક્તમાં સમાવેશ થાય છે એમ સમજવું.

एवमृग्मन्त्राणां पादबद्धछन्दोविशेषविशिष्टत्वात्तदज्ञाने च निन्दाश्रवणाच्छन्दोविशेषनिमित्तानुष्ठानविशेषविधानाच्च छन्दोज्ञानाकाङ्क्षायां तत्प्रकाशनाय "धीश्रीस्त्रीम्" (पि. सू. १-१) इत्याद्यष्टाध्यायात्मिका छन्दोविवृतिर्भगवता पिङ्गलेन विरचिता । "तत्राप्यलौकिकम्" इत्यादिनाध्यायत्रयेण *गायत्र्युष्णिगनुष्टुब्बृहतीपङ्क्ति*त्रिष्टुब्जगतीति सप्तछंदांसि सावान्तरभेदानि निरूपितानि । "अथ लौकिकम्" इत्यारभ्याध्यायपञ्चकेन पुराणेतिहासादावुपयोगीनि लौकिकानि छन्दांसि प्रसङ्गान्निरूपितानि व्याकरणे लौकिकपदनिरूपणवत् ।

તેમ ઋગ્વેદના મન્ત્રો પાદબદ્ધ છન્દોરૂપી વિશેષતાથી વિશિષ્ટ છે અને તેનું અજ્ઞાન જેને હોય તેની શ્રુતિમાં નિન્દા કરેલી છે અને

૧. નિઘંટુ વાસ્તવિક રીતે નિરૂકતનોજ ભાગ છે કારણ તેમાં વેદમાં વપરાયલા દ્રવ્ય અને દેવતાઓનાં નામોના પર્યાય શબ્દોજ આપેલા છે. પરંતુ યાસ્કે પોતેજ તેને સ્વતન્ત્ર ગ્રન્થ તરીકે રચેલો છે અને ગણેલો છે.

વળી તેમાં અમુક છન્દો જેમાં નિમિત્તભૂત છે એવાં કેટલાંક અનુષ્ઠાનોનું વિધાન કરેલું છે. તેથી છન્દોના જ્ઞાનની આકાંક્ષા રહે છે. તેને પ્રકાશમાં આણવામાટે "धीश्रीस्त्रीम्" (પિં. સૂ. ૧-૧) એ સૂત્રથી શરૂ થતા આઠ અધ્યાયમાં છન્દોની વિવૃતિ ભગવાન પિંગલે રચી છે.

તે પૈકી तत्राप्यलौकिकम् એથી શરૂ થતા ત્રણ અધ્યાયોથી ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતિ, પંક્તિ, ત્રિષ્ટુપ્ અને જગતિ એ સાત છન્દોનું તેમના ગૌણભેદોસહિત નિરૂપણ કર્યું છે અને જેમ વ્યાકરણમાં લૌકિક શબ્દોનું નિરૂપણ કરેલું છે તેમ આમાં પણ अथ लौकिकम् એ સૂત્રથી શરૂ થતા પાંચ અધ્યાયોથી પુરાણ, ઇતિહાસ વગેરેમાં ઉપયોગી લૌકિક છન્દોનું પ્રસંગોપાત્ત નિરૂપણ કર્યું છે.

एवं वैदिककर्माङ्गदर्शादिकालज्ञानाय ज्यौतिषं भगवता आदित्येन गर्गादिभिश्च प्रणीतं बहुविधमेव ।

તેમ દર્શાદિ (યજ્ઞોના) કાલનું જ્ઞાન જે વૈદિક કર્મનું અંગ છે તે થવા માટે ભગવાન આદિત્યે[1] તથા ગર્ગપ્રભૃતિએ રચેલુ જ્યોતિષશાસ્ત્ર ઘણા પ્રકારનુંજ છે.

एवं शाखान्तरीयगुणोपसंहारेण वैदिकानुष्ठानक्रमविशेषज्ञानाय कल्पसूत्राणि । तानि च प्रयोगत्रयभेदात्त्रिविधानि । तत्र हौत्रप्रयोगप्रतिपादकान्याश्वलायनशाङ्खायनादिप्रणीतानि; आध्वर्यवप्रयोगप्रतिपादकानि बोधायनापस्तम्बकात्यायनादिप्रणीतानि, औद्गात्रप्रयोगप्रतिपादकानि लाट्यायनद्राह्यायणादिप्रणीतानि । एवं निरूपितः षण्णामङ्गानां प्रयोजनभेदः ॥

---

૧. આ ઉપરથી એમ જણાય છે કે મધુસૂદનની માન્યતાપ્રમાણે જ્યોતિષશાસ્ત્રનો જુનામાં જુનો ગ્રન્થ આદિત્ય અગર તે નામના ઋષિયે રચ્યો હતો.

જુદી જુદી શાખામાં રહેલા ગુણોના ઉપસંહારથી[1] વૈદિક કર્મના અનુષ્ઠાનના ક્રમનું વિશેષ જ્ઞાન મેળવવામાટે કલ્પસૂત્રો છે. તે ત્રણ પ્રયોગના ભેદ પ્રમાણે ત્રણ પ્રકારનાં છે.[2] તેમાંથી હૌત્ર પ્રયોગનું પ્રતિપાદન કરનારાં આશ્વલાયન, શાંખ્યાયનાદિ એ રચેલાં છે, આધ્વર્યવ પ્રયોગનું પ્રતિપાદન કરનારાં બોધાયન, આપસ્તમ્બ, કાત્યાયનાદિએ રચેલાં છે, (અને) ઔદ્ગાત્ર પ્રયોગનું પ્રતિપાદન કરનારાં લાટ્યાયન, દ્રાહ્યાયણાદિએ રચેલાં છે. આ પ્રમાણે છ અંગોના પ્રયોજનભેદનું નિરૂપણ કીધું.

चतुर्णामुपाङ्गानामधुनोच्यते । तत्र सर्गप्रतिसर्गवंशमन्वन्तर वंशानुचरितप्रतिपादकानि भगवता बादरायणेन कृतानि पुराणानि । तानि च ब्राह्म, पाद्म, वैष्णव, शैव, भागवत, नारदीय, मार्कण्डेय, आग्नेय, भविष्य, ब्रह्मवैवर्त, लैङ्ग, वाराह, स्कान्द, वामन, कौर्म, मात्स्य, गारुड, ब्रह्माण्ड चेत्यष्टादश । एवमुपपुराणान्यप्यनेकप्रकाराणि द्रष्टव्यानि ॥

હવે ચાર ઉપાંગોનો (પ્રયોજનભેદ) જણાવવામાં આવે છે. તેમાં સર્ગ,[3] પ્રતિસર્ગ, વંશ, મન્વન્તર[4] અને વંશાનુચરિત,

---

૧ જુદી જુદી શાખાના અનુયાયિઓએ પોતપોતાની શાખાની જે જે વિશિષ્ટતાઓ હોય તેને એકત્ર કરીને તેનો સમાવેશ પોતપોતાના કલ્પસૂત્રમાં કર્યો છે એમ કહેવાનો કર્તાનો આશય છે

૨ કલ્પસૂત્રોનો આશય જુદા જુદા વૈદિક કર્મો કેવી રીતે કરવા તે સવિસ્તર સમજાવવાનો છે જે જુદા જુદા કર્તવ્યો નિમિત્તે વેદના ત્રણ વિભાગ પાડ્યા છે તેજ નિમિત્ત કલ્પસૂત્રોના પણ પાડ્યા છે

૩ સર્ગ એટલે ઉત્પત્તિ અને પ્રતિસર્ગ એટલે પ્રલય. અહીં આ શબ્દો જગતને ઉદ્દેશીને વપરાયલા છે

૪ મન્વન્તર એટલે કોઇપણ બે મનુ વચ્ચેનો અન્તર એ અન્તરો પુરોગામી મનુના નામથી ઓળખાય છે દાખલા તરીકે હાલનો

એમનુ પ્રતિપાદન કરનારાં ભગવાન બાદરાયણે કીધેલાં પુરાણો છે. અને તે બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લિંગ, વરાહ, સ્કન્દ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરૂડ અને બ્રહ્માંડ, એ પ્રમાણે અઢાર છે. એમજ ઉપપુરાણો પણ અનેક પ્રકારનાં સમજી લેવાં.[1]

---

વૈવસ્વત મન્વંતર કહેવાય છે તેનો અર્થ એ કે છેલ્લામાં છેલ્લો મનુ વૈવસ્વત થઇ ગયો છે કોઇપણ બે મનુ વચ્ચેનો અંતર ઇશ્વરી સંકેતથી ઠરેલોજ હોય છે અને તે મનુષ્યોના ૪૩,૨૦,૦૦૦ વર્ષો જેટલો હોય છે એવા ચૌદ મન્વન્તરો થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે જેવડો એનો દિવસ તેવડીજ એની રાત્રિ હોય છે તે બે મળીને એક કલ્પ થાય છે કોઇ પણ એક કલ્પ પુરો થાય છે ત્યારે બ્રહ્મા સુદ્ધા ચૌદે ભુવનોનો નાશ થાય છે હમણુાના કલ્પમા ૬ મન્વન્તરો વ્યતીત થઇ ગયા છે અને સાતમો ચાલે છે

પાશ્ચાત્ય વિદ્વાનો જે પ્રથમ એમ માનતા હતા કે પૃથ્વીને અસ્તિત્વમા આવ્યાને માત્ર ૬૦૦૦ વર્ષજ થયા છે તે હવે ભસ્તરશાસ્ત્રની પ્રગતિને લીધે એવુ માનતા થયા છે કે પૃથ્વી ઓછામા ઓછી ૨૦૦૦ ૦૦૦,૦૦૦ વર્ષથી અસ્તિત્વમા આવેલી હોવી જોઇએ અને તે ઉપર સજીવ વસ્તુઓનો વાસ ઓછામા ઓછા ,૦૦,૦૦૦,૦૦૦ વર્ષથી હોવો જોઇએ. (જુઓ 'The Universe Around Us' by Sir James Jeans પૃ ૧૨)

[1] પ્રસ્થાનભેદ ની કોઇક પ્રતોમા ઉપપુરાણોના નામ નીચે પ્રમાણે આપેલા છે —

आद्य सनत्कुमारेण प्रोक्त वेदविदा वरा । द्वितीय नारसिंहाख्य तृतीय नान्दमेव च ॥
चतुर्थ शिवधर्माख्य दौर्वास पञ्चम विदु । षष्ठ तु नारदीयाख्य कापिल सप्तम विदु ॥
अष्टम मानव प्रोक्त ततश्चोशनसेरितम् । ततो ब्रह्माण्डसज्ञ तु वारुणाख्य तत परम् ॥
तत कालिपुराणाख्य वासिष्ठ मुनिपुगवा । ततो वासिष्ठलिङ्गाख्य प्रोक्त माहेश्वर परम् ॥
तत साम्बपुराणाख्य तत सौर महाद्भुतम् । पाराशर तत प्रोक्त मारीचाख्य तत परम् ॥
भार्गवाख्य तत प्रोक्त सर्वधर्मार्थसाधकम् ॥

न्याये आन्वीक्षिकी पञ्चाध्यायी गौतमेन प्रणीता । प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासछलजातिनिग्रहस्थानाख्यानां षोडशपदार्थानामुद्देशलक्षणपरीक्षाभिस्तत्त्वज्ञानं तस्याः प्रयोजनम् ।

ન્યાયશાસ્ત્રમાં આન્વીક્ષિકી[1] જે પાંચ અધ્યાયવાળી છે તે

---

આ શ્લોકોની ક્ષુદ્ર રચના ઉપરથીજ લાગે છે કે એ મધુસૂદન મુનિએ રચેલા નહીં હોય. છતાં તેનું ભાષાન્તર નીચે આપવામાં આવે છે.-

પ્રથમ સનત્કુમારે કહ્યુ, વેદવિદોમાં શ્રેષ્ઠ,
બીજું નારસિંહ નામનું, ત્રીજું નાન્દ તું જાણ
ચોથું શિવધર્મ નામનું, પાંચમું દૌર્વાસેય,
નારદીય છઠ્ઠુ વળી, સાતમું કાપિલ નામ
આઠમું વળી માનવ કહ્યુ, ઉશનસનું પશ્ચાત્,
તે પછી બ્રહ્માંડ નામનું, વારૂણ તત્પશ્ચાત્.
ત્યાર પછી મુનિપુંગવો, વાસિષ્ઠ કાલિપુરાણ,
વાસિષ્ઠલિંગ નામક પછી, કહ્યુ માહેશ્વર જાણ.
સામ્બપુરાણ નામક પછી, વળી સૌર મહા અદ્દભૂત,
પછી પરાશર મુનિતણું, મારિચાખ્ય પશ્ચાત.
છેલ્લું ભાર્ગવ નામનું, (ઉપપુરાણ કહેવાય),
ધર્મ અને અર્થો બધા, જેણે કરી સધાય.

1. आन्वीक्षिकी એ એક જાતની વિદ્યા છે તેની વ્યાખ્યા अन्वीक्षा प्रयोजनमस्या (એનું પ્રયોજન અન્વીક્ષા એટલે તત્ત્વપરીક્ષણ છે) એવી છે. તે ઉપરથી પ્રથમ એ સંજ્ઞાનો અર્થ આત્મવિદ્યા એવોજ હતો. કામંદકી નીતિશાસ્ત્રમાં તે આવી રીતે સ્પષ્ટ કર્યો છે -

आन्वीक्षिक्यात्मविद्यास्यादीक्षणात्सुखदुःखयोः । ईक्षमाणस्तया तत्त्वं हर्षशोकौ व्युदस्यति ॥

આન્વીક્ષિકી આત્મવિદ્યા હોય, સુખદુઃખના શોધન થકી,
તેણે શોધિત તે તત્ત્વ, હર્ષશોક શમાવતું.

અક્ષપાદ ઉર્ફે ગૌતમનાં ન્યાયસૂત્રો શબ્દોના પદાર્થતત્ત્વનું સંશોધન કરી નિઃશ્રેયસનો માર્ગ દેખાડે છે તેથી પાછળથી 'આન્વીક્ષિકી વિદ્યા'

ગૌતમે રચેલી છે. પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન એ નામના સોળ પદાર્થોનાં ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષાથી તત્ત્વજ્ઞાન કરાવવું એ તેનું પ્રયોજન છે.

एवं दशाध्यायात्मकं वैशेषिकं शास्त्रं कणादेन प्रणीतम् । द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां षण्णां पदार्थानामभावसप्तमानां साधर्म्यवैधर्म्याभ्यां व्युत्पादनं तस्य प्रयोजनम् । एतदपि न्यायपदेनोक्तम् ॥

તેમ દશ અધ્યાયવાળું વૈશેષિકશાસ્ત્ર કણાદે રચેલું છે. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ પદાર્થો જેમાં અભાવ મળવાથી સાત થાય છે[1] તેનાં સાધર્મ્ય અને વૈધર્મ્યથી (જગતની) ઉત્પત્તિ (નું જ્ઞાન કરાવવું) એ તેનું પ્રયોજન છે. એનો પણ ઉલ્લેખ ન્યાય શબ્દથી થાય છે.

एवं मीमांसापि द्विविधा, कर्ममीमांसा शारीरकमीमांसा चेति ।

---

એ પદ તર્કશાસ્ત્રને પણ લાગુ પાડવામાં આવવા લાગ્યું કારણ વેદાન્ત-સૂત્રોની રચના પછી 'આત્મવિદ્યા' એ પદ 'બ્રહ્મવિદ્યા' એ પદનું પર્યાય બન્યું હતું અને તેમાં तर्कोऽप्रतिष्ठः (તર્ક અનિશ્ચિત છે) એ સિદ્ધાન્ત માંડીને આત્મવિદ્યાની પ્રાપ્તિ માટે શાસ્ત્ર એટલે ઉપનિષદોનો અભ્યાસ, તેના અર્થનું મનન અને તેના તાત્પર્યનું નિદિધ્યાસનજ ઉપયોગી છે એમ સ્થાપિત કીધું હતું.

૧. વૈશેષિક શબ્દની વ્યાખ્યા विशेषं पदार्थभेदमधिकृत्य कृतो ग्रन्थः (વિશેષ પદાર્થ ભેદને અગ્રભાગે મુકીને કરેલો ગ્રન્થ) એવી છે પ્રથમ કણાદ મુનિએ છ પદાર્થોજ નિર્ણિત કીધેલા. એના અનુયાયિપૈકી કોઇએ પાછળથી તેમાં 'અભાવ'નો ઉમેરો કરીને સાત નિર્ણિત કીધા. તેથીજ અહીં આ પ્રમાણે વિધાન છે. એ સાત પદાર્થો પૈકી 'વિશેષ' ઉપર એ લોકો વિશેષ ભાર મુકે છે કારણ કે તેથીજ વિચિત્ર જગતની રચના સિદ્ધ થાય છે. માટેજ એમનું વૈશિષિક દર્શન કહેવાય છે.

तत्र द्वादशाध्यायी कर्ममीमांसा 'अथातो धर्मजिज्ञासा' इत्यादिः 'अन्वाहार्ये च दर्शनात्' इत्यन्ता भगवता जैमिनिना प्रणीता । तत्र धर्मप्रमाणं १, धर्मभेदाभेदौ २, शेषशेषिभावः ३, क्रत्वर्थपुरुषार्थभेदेन प्रयुक्तिविशेषः ४, श्रुत्यर्थपठनादिभिः क्रमभेदः ५, अधिकारविशेषः ६, सामान्यातिदेशः ७, विशेषातिदेशः ८, ऊहः ९, बाधः १०, तन्त्रं ११, प्रसङ्गश्च १२ इति क्रमेण द्वादशाध्यायानामर्थः । तथा च संकर्षणकाण्डमप्यध्यायचतुष्टयात्मकं जैमिनिना प्रणीतम् । तच्च देवताकाण्डसंज्ञया प्रसिद्धमप्युपासनाख्यकर्मप्रतिपादनत्वात्कर्ममीमांसान्तर्गतमेव ॥

તેમ મીમાંસા પણ બે પ્રકારની[1] છે, કર્મમીમાંસા અને શારીરકમીમાંસા. તે પૈકી બાર અધ્યાયવાળી, अथातो धर्मजिज्ञासा

વાંચક જોઈ શકશે કે ન્યાયશાસ્ત્રના 'પદાર્થ' અને વૈશેષિકશાસ્ત્રના 'પદાર્થ' એ બન્ને એક જાતના નથી. પહેલાના 'પદાર્થ' શબ્દોના અર્થો કરવામાં ઉપયોગી 'પ્રમાણ', 'પ્રમેય', 'સંશય' વગેરે માનસિક વૃત્તિઓ છે અને બીજાના 'પદાર્થ' વ્યવહાર માટે ઉપયોગી વસ્તુઓનું જ્ઞાન અને તેને આધારે થતાં કર્મોને લગતી માનસિક વૃત્તિઓ છે. પહેલાનું પ્રયોજન અલૌકિક અગર લૌકિક વાક્યો અને શબ્દોના અર્થ નક્કી કરવામાં શેનો શેનો વિચાર કરવો જોઈએ તેનું અન્વેષણ છે અને બીજાનું પરમાર્થ એટલે અભેદથી ઉલટો જે ભેદ તેની ઉત્પત્તિ ઓછામાં ઓછા કેટલા પદાર્થથી થઈ હોવી જોઈએ તેનું અન્વેષણ છે.

૧. જેમ વેદના બે કાંડોમાં વિભાગ પાડ્યા તેમ તેની મીમાંસાના પણ બે પાડ્યા છે. કર્મમીમાંસામાં યજ્ઞયાગાદિ કર્મ અને ઉપાસના બન્નેનો સમાવેશ કીધેલો છે. સંકર્ષણકાંડ અગર દેવતાકાંડ એ ઉપાસના માટેનો જુદો ગ્રન્થ જૈમિનિ મુનિએજ રચેલો છે પણ અહીં તેને કર્મમીમાંસામાં અન્તર્ગત ગણ્યો છે કારણ તે પૂર્વમીમાંસાના પરિશિષ્ટરૂપજ છે.

એ સૂત્રથી આરંભાયલી અને अन्वाहार्ये च दर्शनात् એ સૂત્રથી સમાપ્ત કરાયલી કર્મમીમાંસા ભગવાન જૈમિનિએ રચેલી છે. તેમાં ધર્મ માટેનું પ્રમાણ ૧, ધર્મના ભેદાભેદ ૨, શેષશેષિભાવ ૩, ક્રત્વર્થ અને પુરૂષાર્થ એ બે વચ્ચેના ભેદે કરીને પ્રયુક્તિવિશેષ ૪, શ્રુતિના અર્થ અને પઠન વગેરેથી ક્રમભેદ ૫, અધિકારવિશેષ ૬, સામાન્યાતિદેશ ૭, વિશેષાતિદેશ ૮, ઊહ ૯, બાધ ૧૦, તન્ત્ર ૧૧, અને પ્રસંગ ૧૨, એ ક્રમથી બારે અધ્યાયનાં પ્રયોજનો છે. તેમજ ચાર અધ્યાયવાળો સંકર્પણકાંડ પણ જૈમિનીએ રચેલો છે. તે જો કે દેવતાકાંડની સંજ્ઞાથી પ્રસિદ્ધ છે તો પણ જે અર્થે તે ઉપાસના નામના કર્મનું પ્રતિપાદન કરે છે[1] તે અર્થે તેનો કર્મમીમાંસામાંજ સમાવેશ થઈ જાય છે.

तथा चतुरध्यायी शारीरकमीमांसा "अथातो ब्रह्मजिज्ञासा" इत्यादिः "अनावृत्तिः शब्दात्" इत्यन्ता जीवब्रह्मैकत्वसाक्षात्कारहेतुश्रवणाख्यविचारप्रतिपादकाम्नायानुपदर्शयन्ती भगवता बादरायणेन कृता। तत्र सर्वेषामपि वेदान्तवाक्यानां साक्षात्परम्परया वा प्रत्यगभिन्नाद्वितीये ब्रह्मणि तात्पर्यमिति समन्वयः प्रथमाध्यायेन प्रदर्शितः। तत्र च प्रथमपादे स्पष्टब्रह्मलिङ्गयुक्तानि वाक्यानि विचारितानि। द्वि-

---

૧. ઉપાસના એક જાતનું કર્મજ છે કારણ કે તેમાં ઉપાસક અને ઉપાસ્ય દેવતા વચ્ચે ભેદ રહે છે. તે દેવતાની જો પાર્થિવ પદાર્થ એટલે કે પાષાણ, ધાતુ વગેરે પૈકી કોઇની મૂર્તિ હોય તો તો તેમાં અનેક બીજા પદાર્થો જેવા કે જળ, ગન્ધ, પુષ્પ, સુગંધી દ્રવ્યો વગેરેની પણ આવશ્યકતા રહે છે અને પ્રત્યેક દેવતાના ઉપાસનાનાં વિધિ, ઇતિકર્તવ્યતા વગેરે પણ જુદાં હોય છે. ઉપાસના માનસિક હોય તો પણ ઉપાસ્યોપાસક ભેદ તો રહેજ. માટેજ તેનો અહીં કર્મમાં સમાવેશ થયલો ગણ્યો છે.

એ શબ્દ उपास् ધાતુ ઉપરથી થયલો છે તેનો મૂળ અર્થ "પાસે બેસવું" એવો છે. પરંતુ જ્યારે તેનું નામ બને છે ત્યારે તેનો અર્થ 'સેવા' 'પૂજા' એવો થાય છે.

तत्र द्वादशाध्यायी कर्ममीमांसा 'अथातो धर्मजिज्ञासा' इत्यादिः 'अन्वाहार्ये च दर्शनात्' इत्यन्ता भगवता जैमिनिना प्रणीता । तत्र धर्मप्रमाणं १, धर्मभेदाभेदौ २, शेषशेषिभावः ३, क्रत्वर्थपुरुषार्थभेदेन प्रयुक्तिविशेषः ४, श्रुत्यर्थपठनादिभिः क्रमभेदः ५, अधिकारविशेषः ६, सामान्यातिदेशः ७, विशेषातिदेशः ८, ऊहः ९, बाधः १०, तन्त्रं ११, प्रसङ्गश्च १२ इति क्रमेण द्वादशाध्यायानामर्थः । तथा च संकर्षणकाण्डमप्यध्यायचतुष्टयात्मकं जैमिनिना प्रणीतम् । तच्च देवताकाण्डसंज्ञया प्रसिद्धमप्युपासनाख्यकर्मप्रतिपादनत्वात्कर्ममीमांसान्तर्गतमेव ॥

તેમ મીમાંસા પણ બે પ્રકારની[1] છે, કર્મમીમાંસા અને શારીરકમીમાંસા. તે પૈકી બાર અધ્યાયવાળી, अथातो धर्मजिज्ञासा

વાંચક જોઈ શકશે કે ન્યાયશાસ્ત્રના 'પદાર્થ' અને વૈશેષિકશાસ્ત્રના 'પદાર્થ' એ બન્ને એક જાતના નથી. પહેલાના 'પદાર્થ' શબ્દોના અર્થો કરવામાં ઉપયોગી 'પ્રમાણ', 'પ્રમેય', 'સંશય' વગેરે માનસિક વૃત્તિઓ છે અને બીજાના 'પદાર્થ' વ્યવહાર માટે ઉપયોગી વસ્તુઓનું જ્ઞાન અને તેને આધારે થતાં કર્મોને લગતી માનસિક વૃત્તિઓ છે. પહેલાનું પ્રયોજન અલૌકિક અગર લૌકિક વાક્યો અને શબ્દોના અર્થ નક્કી કરવામાં શેનો શેનો વિચાર કરવો જોઇએ તેનું અન્વેષણ છે અને બીજાનું પરમાર્થ એટલે અભેદથી ઉલટો જે ભેદ તેની ઉત્પત્તિ ઓછામાં ઓછા કેટલા પદાર્થથી થઇ હોવી જોઇએ તેનું અન્વેષણ છે.

૧. જેમ વેદના બે કાંડોમાં વિભાગ પાડ્યા તેમ તેની મીમાંસાના પણ બે પાડ્યા છે. કર્મમીમાંસામાં યજ્ઞયાગાદિ કર્મ અને ઉપાસના બન્નેનો સમાવેશ કીધેલો છે. સંકર્ષણકાંડ અગર દેવતાકાંડ એ ઉપાસના માટેનો જુદો ગ્રન્થ જૈમિનિ મુનિએજ રચેલો છે પણ અહીં તેને કર્મમીમાંસામાં અન્તર્ગત ગણ્યો છે કારણ તે પૂર્વમીમાંસાના પરિશિષ્ટરૂપજ છે.

એ સૂત્રથી આરંભાયલી અને अन्वाहार्ये च दर्शनात् એ સૂત્રથી સમાસ કરાયલી કર્મમીમાંસા ભગવાન જૈમિનિએ રચેલી છે. તેમાં ધર્મ માટેનું પ્રમાણ ૧, ધર્મના ભેદાભેદ ૨, શેષશેષિભાવ ૩, ક્રત્વર્થ અને પુરૂષાર્થ એ બે વચ્ચેના ભેદે કરીને પ્રયુક્તિવિશેષ ૪, શ્રુતિના અર્થ અને પઠન વગેરેથી ક્રમભેદ ૫, અધિકારવિશેષ ૬, સામાન્યાતિદેશ ૭, વિશેષાતિદેશ ૮, ઊહ ૯, બાધ ૧૦, તન્ત્ર ૧૧, અને પ્રસંગ ૧૨, એ ક્રમથી બારે અધ્યાયનાં પ્રયોજનો છે. તેમજ ચાર અધ્યાયવાળો સંકર્ષણકાંડ પણ જૈમિનીએ રચેલો છે. તે જો કે દેવતાકાંડની સંજ્ઞાથી પ્રસિદ્ધ છે તો પણ જે અર્થે તે ઉપાસના નામના કર્મનું પ્રતિપાદન કરે છે[1] તે અર્થે તેનો કર્મમીમાંસામાંજ સમાવેશ થઈ જાય છે.

तथा चतुरध्यायी शारीरकमीमांसा "अथातो ब्रह्मजिज्ञासा" इत्यादि "अनावृत्तिः शब्दात्" इत्यन्ता जीवब्रह्मैकत्वसाक्षात्कारहेतुश्रवणाख्यविचारप्रतिपादकाध्यायानुपदर्शयन्ती भगवता बादरायणेन कृता। तत्र सर्वेषामपि वेदान्तवाक्यानां साक्षात्परम्परया वा प्रत्यगभिन्नाद्वितीये ब्रह्मणि तात्पर्यमिति समन्वयः प्रथमाध्यायेन प्रदर्शितः। तत्र च प्रथमपादे स्पष्टब्रह्मलिङ्गयुक्तानि वाक्यानि विचारितानि। द्वि

---

૧ ઉપાસના એક જાતનું કર્મ જ છે કારણ કે તેમાં ઉપાસક અને ઉપાસ્ય દેવતા વચ્ચે ભેદ રહે છે તે દેવતાની જો પાર્થિવ પદાર્થ એટલે કે પાષાણ ધાતુ વગેરે પૈકી કોઈની મૂર્તિ હોય તો તો તેમાં અનેક બીજા પદાર્થો જેવા કે જળ, ગન્ધ, પુષ્પ, સુગંધી દ્રવ્યો વગેરેની પણ આવશ્યકતા રહે છે અને પ્રત્યેક દેવતાના ઉપાસનાના વિધિ, ઇતિકર્તવ્યતા વગેરે પણ જુદા હોય છે ઉપાસના માનસિક હોય તો પણ ઉપાસ્યોપાસક ભેદ તો રહેજ માટેજ તેનો અહીં કર્મમાં સમાવેશ થયેલો ગણ્યો છે

એ શબ્દ उपास् ધાતુ ઉપરથી થયેલો છે તેનો મૂળ અર્થ 'પાસે બેસવું' એવો છે પરંતુ જ્યારે તેનું નામ બને છે ત્યારે તેનો અર્થ 'સેવા' 'પૂજા' એવો થાય છે

तत्र द्वादशाध्यायी कर्ममीमांसा 'अथातो धर्मजिज्ञासा' इत्यादिः 'अन्वाहार्ये च दर्शनात्' इत्यन्ता भगवता जैमिनिना प्रणीता । तत्र धर्मप्रमाणं १, धर्मभेदाभेदौ २, शेषशेषिभावः ३, क्रत्वर्थपुरुषार्थभेदेन प्रयुक्तिविशेष. ४, श्रुत्यर्थपठनादिभिः क्रमभेदः ५, अधिकारविशेषः ६, सामान्यातिदेशः ७, विशेषातिदेशः ८, ऊहः ९, बाधः १०, तन्त्रं ११, प्रसङ्गश्च १२ इति क्रमेण द्वादशाध्यायानामर्थः । तथा च संकर्षणकाण्डमप्यध्यायचतुष्टयात्मकं जैमिनिना प्रणीतम् । तच्च देवताकाण्डसंज्ञया प्रसिद्धमप्युपासनाख्यकर्मप्रतिपादनत्वात्कर्ममीमांसान्तर्गतमेव ॥

તેમ મીમાંસા પણ બે પ્રકારની[1] છે, કર્મમીમાંસા અને શારીરકમીમાંસા. તે પૈકી બાર અધ્યાયવાળી, अथातो धर्मजिज्ञासा

इदमेव सर्वशास्त्राणां मूर्धन्यं, शास्त्रान्तरं सर्वमस्यैव शेषभूतमितीदमेव मुमुक्षुभिरादरणीयं श्रीशङ्करभगवत्पादोक्तप्रकारेणेति रहस्यम् ॥

તેવીજ રીતે ચાર અધ્યાયવાળી શારીરકમીમાંસા[1] જે अथातो ब्रह्मजिज्ञासा એ સૂત્રથી આરંભાયલી છે અને अनावृत्तिः शब्दात् એણેથી મમાપ્ત થયલી છે અને જીવ અને બ્રહ્મના ઐક્યના સાક્ષાત્કારનો હેતુ જે શ્રવણ નામનો વિચાર તેનું પ્રતિપાદન કરનારા ન્યાયોને જણાવનારી છે તે ભગવાન બાદરાયણે રચેલી છે.

તેમાં પ્રથમાધ્યાયથી સર્વ વેદાન્ત વાકયોનું તાત્પર્ય સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મ જે જીવાત્માથી અભિન્ન અને અદ્વિતીય છે તેમાં છે એવો સમન્વય દેખાડેલો છે. તેમાં વળી પ્રથમ પાદમાં જે જે વાકયોમાં બ્રહ્મનાં સૂચક સ્પષ્ટ ચિન્હો છે તે તે વાકયોનો વિચાર કીધેલો છે, બીજામાં જે જે વાકયોમાં ઉપાસ્ય બ્રહ્મને લગતાં બ્રહ્મનાં અસ્પષ્ટ ચિન્હો છે તેનો તેનો વિચાર કીધેલો છે. ત્રીજામાં જેમાં જેમાં મુખ્યત્વે કરીને જ્ઞેય બ્રહ્મને લગતાં બ્રહ્મનાં અસ્પષ્ટ ચિન્હો છે તેનો તેનો ( વિચાર કીધેલો છે ). આમ ત્રણ પાદથી વાકયવિચાર સમાપ્ત કીધો છે. અને ચોથા પાદમાં 'અવ્યક્ત' 'અજ' વગેરે શબ્દો જે પ્રધાનને લગતા છે એવો સંશય ઉઠાવવામાં આવ્યો છે તેનું ચિન્તન કીધેલું છે.

---

૧. शारीरक मीमांसा એટલે બ્રહ્મસૂત્ર, વેદાન્તસૂત્ર અગર શારીરકસૂત્ર. એ વેદાન્તશાસ્ત્રના પાયારૂપ છે. વેદાન્તશાસ્ત્રનો મુખ્ય આધાર તો ઉપનિષદો ઉપર છે. હમણાં તો ૨૦૦ કરતાં એ વધારે ઉપનિષદો છે પરંતુ તે પૈકી જે મુખ્ય ૧૦-૧૧ છે તેમાં વેદાન્તશાસ્ત્રનું મૂળ છે. તેનું સંદોહન કરીને ભગવાન વેદવ્યાસે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા રચી હતી અને પાછળથી બાદરાયણ વ્યાસે તેનોજ સમન્વય કરીને બ્રહ્મસૂત્ર રચ્યું હતું. આ ત્રણ ગ્રન્થો વેદાન્તની પ્રસ્થાનત્રયી કહેવાય છે.

तीयपादे त्वस्पष्टब्रह्मलिङ्गयुक्तान्युपास्यब्रह्मविषयाणि। तृतीयपादेऽस्पष्टब्रह्मलिङ्गानि प्रायशो ज्ञेयब्रह्मविषयाणि । एवं पादत्रयेण वाक्यविचारः समापितः । चतुर्थपादे तु प्रधानविषयत्वेन संदिह्यमानान्यव्यक्ताजादिपदानि चिन्तितानि ।

एवं वेदान्तानामद्वितीये ब्रह्मणि सिद्धे समन्वये तत्र संभावितस्मृतितर्कादिविरोधमाशङ्क्य तत्परिहारः क्रियत इत्यविरोधो द्वितीयाध्यायेन दर्शितः । तत्राद्ये पादे साङ्ख्ययोगकाणादादिस्मृतिभिः साङ्ख्यादिप्रयुक्तैस्तर्कैश्च विरोधो वेदान्तसमन्वयस्य परिहृतः । द्वितीये पादे साङ्ख्यादिमतानां दुष्टत्वं प्रतिपादितं, स्वपक्षस्थापनपरपक्षनिराकरणरूपपक्षद्वयात्मकत्वाद्विचारस्य। तृतीये पादे महाभूतसृष्ट्यादिश्रुतीनां परस्परविरोधः पूर्वभागेन परिहृतः, उत्तरभागेन तु जीवविषयाणाम्। चतुर्थपादे इन्द्रियादिविषयश्रुतीनां विरोधः परिहृतः ।

तृतीयाध्याये साधननिरूपणम् । तत्र प्रथमपादे जीवस्य परलोकगमनागमननिरूपणेन वैराग्यं निरूपितम् । द्वितीयपादे पूर्वभागेन त्वंपदार्थः शोधितः, उत्तरभागेन च तत्पदार्थः । तृतीयपादे निर्गुणे ब्रह्मणि नानाशाखापठितः पुनरुक्तपदोपसंहारः कृतः । प्रसङ्गाच्च सगुणनिर्गुणविद्यासु शाखान्तरीयगुणोपसंहारानुपसंहारौ निरूपितौ । चतुर्थपादे निर्गुणब्रह्मविद्याया बहिरङ्गसाधनान्याश्रमधर्मयज्ञादीनि, अन्तरङ्गसाधनानि शमदमनिदिध्यासनादीनि च निरूपितानि ।

चतुर्थेऽध्याये सगुणनिर्गुणविद्ययोः फलविशेषनिर्णयः कृतः । तत्र प्रथमपादे श्रवणाद्यावृत्त्या निर्गुणं ब्रह्म, उपासनावृत्त्या सगुणं वा ब्रह्म, साक्षात्कृत्य जीवतः पापपुण्यालेपलक्षणा जीवन्मुक्तिरभिहिता। द्वितीयपादे म्रियमाणस्योत्क्रान्तिप्रकारश्चिन्तितः । तृतीयपादे सगुणब्रह्मविदो मृतस्योत्तरमार्गोऽभिहितः । चतुर्थपादे पूर्वभागेन निर्गुणब्रह्मविदो विदेहकैवल्यप्राप्तिरुक्ता, उत्तरभागेन सगुणब्रह्मविदो ब्रह्मलोकस्थितिरुक्तेति ।

इदमेव सर्वशास्त्राणां मूर्धन्यं, शास्त्रान्तरं सर्वमस्यैव शेषभूतमितीदमेव मुमुक्षुभिरादरणीयं श्रीशङ्करभगवत्पादोक्तप्रकारेणेति रहस्यम् ॥

તેવીજ રીતે ચાર અધ્યાયવાળી શારીરકમીમાંસા[1] જે अथातो ब्रह्मजिज्ञासा એ સૂત્રથી આરંભાયલી છે અને अनावृत्तिः शब्दात् એણેથી સમાપ્ત થયલી છે અને જીવ અને બ્રહ્મના ઐક્યના સાક્ષાત્કારનો હેતુ જે શ્રવણ નામનો વિચાર તેનું પ્રતિપાદન કરનારા ન્યાયોને જણાવનારી છે તે ભગવાન બાદરાયણે રચેલી છે.

તેમાં પ્રથમાધ્યાયથી સર્વ વેદાન્ત વાક્યોનું તાત્પર્ય સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મ જે જીવાત્માથી અભિન્ન અને અદ્વિતીય છે તેમાં છે એવો સમન્વય દેખાડેલો છે. તેમાં વળી પ્રથમ પાદમાં જે જે વાક્યોમાં બ્રહ્મનાં સૂચક સ્પષ્ટ ચિન્હો છે તે તે વાક્યોનો વિચાર કીધેલો છે, બીજામાં જે જે વાક્યોમાં ઉપાસ્ય બ્રહ્મને લગતાં બ્રહ્મનાં અસ્પષ્ટ ચિન્હો છે તેનો તેનો વિચાર કીધેલો છે. ત્રીજામાં જેમાં જેમાં મુખ્યત્વે કરીને જ્ઞેય બ્રહ્મને લગતાં બ્રહ્મનાં અસ્પષ્ટ ચિન્હો છે તેનો તેનો ( વિચાર કીધેલો છે ). આમ ત્રણ પાદથી વાક્યવિચાર સમાપ્ત કીધો છે. અને ચોથા પાદમાં 'અવ્યક્ત' 'અજ' વગેરે શબ્દો જે પ્રધાનને લગતા છે એવો સંશય ઉડાવવામાં આવ્યો છે તેનું ચિન્તન કીધેલું છે.

---

૧. शारीरक मीमांसा એટલે બ્રહ્મસૂત્ર, વેદાન્તસૂત્ર અગર શારીરકસૂત્ર. એ વેદાન્તશાસ્ત્રના પાયારૂપ છે. વેદાન્તશાસ્ત્રનો મુખ્ય આધાર તો ઉપનિષદો ઉપર છે. હમણાં તો ૨૦૦ કરતાં એ વધારે ઉપનિષદો છે પરંતુ તે પૈકી જે મુખ્ય ૧૦-૧૧ છે તેમાં વેદાન્તશાસ્ત્રનું મૂળ છે. તેનું સંદોહન કરીને ભગવાન વેદવ્યાસે શ્રીમદ્ભગવદ્ગીતા રચી હતી અને પાછળથી બાદરાયણ વ્યાસે તેનોજ સમન્વય કરીને બ્રહ્મસૂત્ર રચ્યું હતું. આ ત્રણ ગ્રન્થો વેદાન્તની પ્રસ્થાનત્રયી કહેવાય છે.

આ પ્રમાણે વેદાન્તોનો અદ્વિતીય બ્રહ્મમાં સમન્વય સિદ્ધ થતાં, સભાવિત સ્મૃતિઓમાં જણાવેલા તર્ક વગેરેની સાથેના વિરોધ વિષે શંકા કાઢીને (બીજા અધ્યાયમાં) તેનો પરિહાર કરવામાં આવે છે તેથી બીજા અધ્યાયથી અવિરોધ દર્શાવ્યો છે. તેમાં પ્રથમ પાદમાં વેદાન્ત સમન્વયનો સાંખ્ય, યોગ અને કણાદ વગેરે સ્મૃતિઓ સાથેના અને સાંખ્ય વગેરેએ ચલાવેલા તર્કો સાથેના વિરોધનો પરિહાર કરેલો છે. બીજા પાદમાં સાંખ્યાદિ મતોનુ દુષિતપણું પ્રતિપાદિત કીધેલુ છે કારણ કે વિચાર એ સ્વપક્ષનુ સ્થાપન અને પરપક્ષનુ ખંડન એમ દ્વિપક્ષરૂપ છે. ત્રીજા પાદમાં પૂર્વભાગથી મહાભૂતસૃષ્ટિઆદિશ્રુતિઓના પરસ્પર વિરોધનો પરિહાર કીધો છે અને ઉત્તરભાગથી જીવને લગતી શ્રુતિઓના (તેવા વિરોધનો પરિહાર કીધો છે). ચોથા પાદમાં ઇન્દ્રિયાદિને લગતી શ્રુતિઓના તેવા વિરોધનો પરિહાર કર્યો છે.

ત્રીજા અધ્યાયમાં સાધનનું નિરૂપણ છે. તેમાં પ્રથમ પાદમાં જીવના પરલોકગમન અને પ્રત્યાગમનનુ નિરૂપણ કરીને વૈરાગ્યનુ નિરૂપણ કરેલુ છે. બીજા પાદમાં પૂર્વભાગથી त्वं પદના અર્થનું અને ઉત્તરભાગથી तत् પદના અર્થનુ શોધન કરેલુ છે. ત્રીજા પાદમાં નિર્ગુણ બ્રહ્મમાં જુદી જુદી શાખાઓના પાઠમાં આવતો પુનરુક્ત પદોનો ઉપસંહાર કીધેલો છે અને યથાપ્રસંગ સગુણ અને નિર્ગુણ વિદ્યાઓમાં જુદી જુદી શાખાઓના (પાઠ પ્રમાણેના) ગુણોના ઉપસંહાર અને અનુપસંહારનુ નિરૂપણ કરેલુ છે. ચોથા પાદમાં નિર્ગુણ બ્રહ્મવિદ્યાનાં આશ્રમધર્મો, યજ્ઞો વગેરે બહિરંગ સાધનો અને શમ, દમ, નિદિધ્યાસન વગેરે અંતરંગ સાધનોનુ નિરૂપણ કર્યું છે.

ચોથા અધ્યાયમાં સગુણ વિદ્યા અને નિર્ગુણ વિદ્યાનાં શું શું વિશિષ્ટ ફળ થાય છે તેનો નિર્ણય કરેલો છે. તેમાં પ્રથમ પાદમાં શ્રવણાદિની આવૃત્તિથી નિર્ગુણ બ્રહ્મનો અથવા ઉપાસનાની આવૃત્તિથી

સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યાથી (પ્રાપ્ત થતી), પાપ અને પુણ્યથી નિર્લેપપણુ એ જેનુ લક્ષણ છે એવી, જીવન્મુક્તિ કહેલી છે. બીજા પાદમાં મરતા માણસના પ્રાણની ઉત્ક્રાંતિના પ્રકારનો વિચાર કીધેલો છે. ત્રીજા પાદમાં સગુણ બ્રહ્મને જાણનારાઓ મૃત્યુ થયા પછી જે ઉત્તરમાર્ગે જાય છે તે કહેલો છે. ચોથા પાદમાં પૂર્વભાગથી નિર્ગુણ બ્રહ્મને જાણનારાઓ જે વિદેહકૈવલ્યને પામે છે તેનુ વર્ણન કરેલુ છે અને ઉત્તરભાગથી સગુણ બ્રહ્મને જાણનારાઓની જે બ્રહ્મલોકમાં સ્થિતિ થાય છે તેનુ કથન કર્યુ છે. એ પ્રમાણે (વ્યવસ્થા) છે.

આજ સર્વ શાસ્ત્રોનો શિરોભાગ છે કારણ કે બીજા સર્વ શાસ્ત્રો એનાંજ અગભૂતો છે. માટે મુમુક્ષુઓને આજ શ્રીશકર ભગવાને કહેલા પ્રકારથી આદરણીય છે' એ રહસ્ય છે.

एव धर्मशास्त्राणि मनुयाज्ञवल्क्यविष्णुयमाङ्गिरोवसिष्ठदक्षसंवर्तशातातपपराशरगौतमशङ्खलिखितहारीतापस्तम्बोशनोव्यासकात्यायनवृहस्पतिदेवलनारदपैठीनसिप्रभृतिभि कृतानि वर्णाश्रमधर्मविशेषाणा विभागेन प्रतिपादकानि । एव व्यासकृत महाभारत, वाल्मीकिकृत रामायणं च धर्मशास्त्र एवान्तर्भूत स्वयमितिहासत्वेन प्र

૧ શારીરકસૂત્ર ઉપર અનેક ભાષ્યો છે તેમાથી હાલ જે ઉપલબ્ધ છે તે પૈકી જુનામા જુનુ અને ઉપનિષદોના ખરા તાત્પર્યને લક્ષમા રાખી રચેલુ ભાષ્ય શ્રીશકરાચાર્યનુ છે તેમા કેવલાદ્વૈત મતનુ પ્રતિપાદન છે અને કાઇ પણ પથના સિદ્ધાન્ત વિષેનો આગ્રહ જણાતો નથી બીજા જેવા કે રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ, શ્રીકંઠ વલ્લભ વગેરેના ભાષ્યો ઉપનિષદોના તાત્પર્યનો વિચાર કર્યા વગર સૂત્રોના અર્થ કરીને પોતાનો કાઇને કાઇ કક્કો ખરો કરવાના આગ્રહથી રચાયલા છે માટે નિ પક્ષપાતી જીજ્ઞાસુએ શાકરભાષ્યનીજ મદદથી સૂત્રનો અભ્યાસ કરવો જોઇએ કે જેથી વેદાન્તનુ ખરૂ રહસ્ય સમજાય અને નિ શ્રેયસની પ્રાપ્તિ થાય એમ કર્તા કહે છે

सिद्धम्। साङ्ख्यादीनां धर्मशास्त्रान्तर्भावेऽपीह स्वशब्देनैव निर्देशात्पृथगेव संगतिर्वाच्या।

તેમ ધર્મશાસ્ત્રો જે મનુ, યાજ્ઞવલ્કય, વિષ્ણુ, યમ, અંગિરસ, વસિષ્ઠ, દક્ષ, સંવર્ત, શાતાતપ, પરાશર, ગૌતમ, શંખલિખિત, હારીત, આપસ્તમ્બ, ઉશનસ્, વ્યાસ, કાત્યાયન, બૃહસ્પતિ, દેવલ, નારદ, પૈઠીનસિ વગેરેએ રચેલાં છે તે વર્ણાશ્રમના વિશિષ્ટ ધર્મોનું વિભાગથી પ્રતિપાદન કરનારાં છે.[2] તેમ વ્યાસકૃત મહાભારત અને વાલ્મીકિકૃત રામાયણ એ બન્નેનો ધર્મશાસ્ત્રમાં અન્તર્ભાવ થયલો

૧. અહીં જે ધર્મશાસ્ત્રકારોનાં નામો આપ્યા છે તેમાંથી કેટલાક ધર્મ-સૂત્રકારો છે જેમ કે વિષ્ણુ, વસિષ્ઠ, ગૌતમ વગેરે અને બાકીના સ્મૃતિકારો છે.

એ નામો કાળક્રમ પ્રમાણે ગોઠવેલાં હોય એમ લાગતું નથી કારણ ગૌતમનું ધર્મસૂત્ર ઘણું જુનું છે. તેના કરતાં પણ મનુનું હશે પણ તે ઉપલબ્ધ નથી.

અહીં માત્ર એકવીસ નામો ગણાવ્યાં છે પરંતુ એ શિવાય બીજા ઘણા ધર્મશાસ્ત્રકારો થઈ ગયા છે. (જુઓ P. V. Kane's History of Dharmas'astra Literature).

બધા ધર્મશાસ્ત્રકારોની નિરૂપણપદ્ધતિ તેમજ શૈલી એક જાતનાં નથી. ઉદાહરણાર્થે મનુસ્મૃતિમાં ૧૨ અધ્યાયો છે, યાજ્ઞવલ્કયમાં માત્ર ૩ જ છે. તેમ, ઘણાં જુના ધર્મસૂત્રો જેવાં કે બૌધાયન, ગૌતમ વગેરેનાં માત્ર ગદ્યમાં લખાયલાં છે, વચગાળાનાં, વસિષ્ઠ અને વિષ્ણુ જેવાં, પદ્યમિશ્રિત ગદ્યમાં છે અને પાછળની સ્મૃતિઓ મનુ, યાજ્ઞવલ્કય, શંખલિખિત, નારદ વગેરે માત્ર પદ્યમાંજ છે.

૨. બધાં ધર્મશાસ્ત્રોમાં બધાજ ધર્મોનું નિરૂપણ છે એમ પણ નથી. ઉદાહરણાર્થે નારદસ્મૃતિમાં માત્ર વ્યવહારનોજ વિષય છે; આશ્રમનાં કર્મો, પ્રાયશ્ચિત્ત વગેરે વિષયો તેમાં છેડેલાજ નથી.

હોવા છતાં તે પોતે ઇતિહાસના (સ્વતંત્ર) નામથી પ્રસિદ્ધ છે.[1] સાંખ્યાદિનો પણ ધર્મશાસ્ત્રમાંજ અન્તર્ભાવ થાય છે પરંતુ અહીં તેના પોતાના નામથીજ તેનો નિર્દેશ થયલો હોવાને લીધે તેની એકવાક્યતા જુદીજ જણાવવાની જરૂર છે.

अथ वेदचतुष्टयस्य क्रमेण चत्वार उपवेदाः । तत्रायुर्वेदस्याष्टौ स्थानानि भवन्ति, सूत्रं, शारीरम्, ऐन्द्रियं, चिकित्सा, निदानं, विमानं, कल्पः, सिद्धि श्चेति । ब्रह्मप्रजापत्यश्विधन्वतरीन्द्रभरद्वाजात्रेयाग्निवेदयादिभिरुपदिष्टश्चरकेण संक्षिप्तः । तत्रैव सुश्रुतेन पञ्चस्थानात्मकं प्रस्थानान्तरं कृतम्, एवं वाग्भटादिनापि बहुधेति न शास्त्रभेदः । कामशास्त्रमप्यायुर्वेदान्तर्गतमेव तत्रैव सुश्रुतेन वाजीकरणाख्यकामशास्त्राभिधानात् । तत्र वात्स्यायनेन पञ्चाध्यायात्मकं कामशास्त्रं प्रणीतम् । तस्य च विषयवैराग्यमेव प्रयोजनं शास्त्रोद्दीपितमार्गेणापि विषयभोगे दुःखमात्रपर्यवसानात् । चिकित्साशास्त्रस्य च रोगतत्साधनरोगनिवृत्तितत्साधनज्ञानं प्रयोजनम् ।

હવે, ચારે વેદોના ક્રમથી ચાર ઉપવેદો છે. તે પૈકી આયુર્વેદનાં, સૂત્ર, શારીર, ઐન્દ્રિય, ચિકિત્સા, નિદાન, વિમાન, કલ્પ અને સિદ્ધિ

---

૧ મહાભારત અને રામાયણ એ વીરરસના કાવ્યો છે તેમા રામાયણ તો વળી આદિકાવ્ય તરીકે પ્રસિદ્ધ છે તેના બાળકાંડમા આઠ આઠ અક્ષરોના ચાર સરખા ચરણોવાળા અનુષ્ટુપ્ છંદની ઉત્પત્તિ વાલ્મીકિના મુખમાથી કેમ થઈ તેની આખ્યાયિકા પણ આપી છે પરંતુ એ બન્ને કાવ્યોમાના પાત્રોનુ ચારિત્ર્યનિરૂપણ એવુ કૌશલ્યથી કીધેલુ છે કે તે દ્વારા ધર્મશાસ્ત્રનો બોધ મળે છે અરે ! મહાભારત તો એ બાબતમા એટલુ સરસ છે કે તેને પાચમા વેદની પદવી મળી છે તે બન્નેને રચાયાને ૧૯૦૦થી ૨૧૦૦ વર્ષ થઈ ગયા છતાં હજી પણ ચારિત્ર્યના ઘડતર માટે આપણા સમાજમા એ પુસ્તકો અગર તેને આધારે લખાયલા પ્રાકૃત પુસ્તકોનુ શ્રવણ હિંદભરમા થાય છે.

એ આઠ સ્થાનો હોય છે. તેનો ઉપદેશ બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિનિકુમાર, ધન્વન્તરી, ઇન્દ્ર ભરદ્વાજ, આત્રેય, અગ્નિવેશ્ય વગેરેએ કરેલો અને ચરકે તેને સંક્ષિપ્ત કરેલો[1] તેમાજ સુશ્રુતે પાચ સ્થાનવાળુ એક જુદુ પ્રસ્થાન કર્યું હતુ.[2] (પરતુ) તેમ તો વાગ્ભટાદિએ પણ ઘણી રીતે કીધુ હતુ. (તેથી) તે કારણને લીધે (કાઈ) શાસ્ત્રો જુદા થયા નથી.[3] કામશાસ્ત્રનો પણ આયુર્વેદમાજ સમાવેશ થયલો છે કારણ કે તેમાજ સુશ્રુતે વાજીકરણ નામનુ કામશાસ્ત્ર કહ્યુ છે.[4] વાત્સ્યાયને પાચ અધ્યાયવાળુ (જુદુ) કામશાસ્ત્ર રચ્યુ છે. તેનુ પ્રયોજન વિષય પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન કરવો એજ છે કારણ કે શાસ્ત્રથી પ્રકાશિત થયલા માર્ગે પણ વિષયનો ઉપભોગ કર્યાથી છેવટે માત્ર દુ ખજ પ્રાપ્ત થાય છે.[5] અને ચિકિત્સાશાસ્ત્રનુ પ્રયોજન, રોગ, અને તેનુ સાધન રોગનિવૃત્તિ અને તેનુ સાધન, એમનુ જ્ઞાન છે.

---

૧ આ ઉપરથી એમ લાગે છે કે ચરક જે ઇ સ ૮૦ ના અરસામા થઇ ગયલો મનાય છે તે આયુર્વેદનો આદ્ય પ્રણેતા નહીં પરતુ તેને ટુકામા સમજાવનાર હતો અને જેમ બીજા અનેક સસ્કૃત પુસ્તકોનુ થયુ છે તેમ તેની અગાઉના ગ્રન્થો હાલ મળી આવતા નથી

૨ સુશ્રુતે પણ કાઇ નવુ શાસ્ત્ર રચેલુ જણાતુ નથી પરતુ જુના ગ્રન્થોનુ આલોચન અને મનન કરીને પોતાના કાળને અનુકુળ એક નવો ગ્રન્થ તૈયાર કરેલો અને તેમા આયુર્વેદના મૂળ આઠ સ્થાનો યાને વિભાગોને પાચમા સમાવી દીધેલા હોય એમ જણાય છે

હાલ જુનામા જુના ગ્રન્થો ચરક શુશ્રુત અને વાગ્ભટનાજ ગણાય છે તે પૈકી પહેલાનામા ઔષધો વિષે સારી માહિતી છે બીજાનામા શસ્ત્રો અને શસ્ત્રપ્રયોગો વિષે સારી છે અને ત્રીજાનામા નિદાન અને ચિકિત્સા અને તત્સબધી વિષયોની સારી છે

૪ શુશ્રુતે પોતાના આયુર્વેદના ગ્રન્થમાજ કામશાસ્ત્રના વિષયનુ નિરૂપણ 'વાજીકરણ' એ શીર્ષક નીચે કર્યુ છે તે ઉપરથી એમ જણાય છે કે એના મતે એ આયુર્વેદાન્તર્ગત વિષય હતો

૫ કામશાસ્ત્રમા જે વિષયોનુ નિરૂપણ છે તે તો સ્ત્રીપુરૂષોના જાતિવિભાગ,

एवं धनुर्वेदः पादचतुष्टयात्मको विश्वामित्रप्रणीतः । तत्र प्रथमो दीक्षापादः, द्वितीयः संग्रहपादः, तृतीयः सिद्धिपादः, चतुर्थः प्रयोगपादः । तत्र प्रथमे पादे धनुर्लक्षणमधिकारीनिरूपणं च कृतम् । तत्र धनुःशब्दश्चापे रूढोऽपि धनुर्विधायुधवाची वर्तते । तच्च चतुर्विधं, मुक्तं, अमुक्तं, मुक्तामुक्तं, यन्त्रमुक्तं च । तत्र मुक्तं चक्रादि, अमुक्तं खड्गादि, मुक्तामुक्तं शल्यावान्तरभेदादि, यन्त्रमुक्तं शरादि । तत्र मुक्तमस्त्रमित्युच्यते । अमुक्तं शस्त्रमित्युच्यते । तदपि ब्राह्मवैष्णवपाशुपतप्राजापत्याग्नेयादिभेदादनेकविधम् । एवं साधिदैवतेषु समन्त्रकेषु चतुर्विधायुधेषु येषामधिकारः क्षत्रियकुमाराणां तदनुयायिनां च ते सर्वे चतुर्विधाः पदातिरथगजतुरगारूढा इति । दीक्षाभिषेकशकुनमङ्गलकरणादिकं च सर्वमपि प्रथमपादे निरूपितम् । सर्वेषां शस्त्रविशेषाणामाचार्यस्य च लक्षणपूर्वकं संग्रहणप्रकारो दर्शितो द्वितीये पादे । गुरुसंप्रदायसिद्धानां शस्त्रविशेषाणां पुन पुनरभ्यासो मन्त्रदेवतासिद्धिकरणमपि निरूपितं तृतीयपादे । एवं देवतार्चनाभ्यासादिभिः सिद्धानामस्त्रविशेषाणां प्रयोगश्चतुर्थपादे निरूपितः । क्षत्रियाणां स्वधर्माचरणं युद्धं दुष्टदस्युचौरादिभ्यः प्रजापालनं च धनुर्वेदस्य प्रयोजनम् । एवं च ब्रह्मप्राजापत्यादिक्रमेण विश्वामित्रप्रणीतं धनुर्वेदशास्त्रम् ।

તેમ ધનુર્વેદ જે ચાર પાદમાં છે તે વિશ્વામિત્રે રચેલો છે.[1] તેમાં

---

તેવાં લક્ષણો, ઉપભોગના પ્રકારો, સમયો, તે સંતોષકારકપણે કેવી રીતે થઈ શકે તેના ઇલાજો, ઐચ્છિક પ્રજોત્પત્તિ વગેરે છે પરંતુ એટલા જ્ઞાનસહિત અને એટલી સાવધાનતાથી ભોગવેલો ભોગ પણ આખરે આધિ, વ્યાધિ અને ઉપાધિ ઉપસ્થિત કરેજ છે માટે વૈરાગ્ય ઉત્પન્ન કરવો એજ તેનું પ્રયોજન છે એમ કર્તા કહે છે

૧. ગાયત્રીમંત્રના દ્રષ્ટા વિશ્વામિત્ર ઋષિજ હતા. તે જન્મે ક્ષત્રિય હતા અને યુદ્ધમાં બહુ કુશળ હતા તે મહાભારત અને રામાયણમાં તેની

પ્રથમ દીક્ષાપાદ, બીજો સંગ્રહપાદ, ત્રીજો સિદ્ધિપાદ અને ચોથો પ્રયોગપાદ છે. તે પૈકી પ્રથમ પાદમાં ધનુષ-લક્ષણ-કથન અને અધિકારી નિરૂપણ કરેલાં છે. તેમાં 'ધનુસ્' શબ્દ જો કે 'ચાપ'ના અર્થમાં રૂઢ થયલો છે છતાં તે ધનુર્વિદ્યાનાં આયુધોનો વાચક છે. તે ચાર જાતનાં હોય છે, મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત, અને યંત્રમુક્ત. તે પૈકી મુકત તે ચક્ર વગેરે, અમુકત તે ખડ્ગ વગેરે, મુકતામુકત તે શલ્ય, તેના અન્ય પ્રકારો વગેરે (અને) યન્ત્રમુકત તે બાણ વગેરે છે. તેમાંથી મુકત તે અસ્ત્ર કહેવાય છે (અને) અમુકત તે શસ્ત્ર કહેવાય છે. તે પણ બ્રહ્માનું, વિષ્ણુનું, પશુપતિનું, પ્રજાપતિનું, અગ્નિનું એ વગેરે ભેદોને લીધે અનેક પ્રકારનાં હોય છે. આવી રીતે અધિષ્ઠાતા દેવતાવાળાં અને મન્ત્રોવાળાં ચાર જાતનાં આયુધો ધારણ કરવાનો જે ક્ષત્રિયકુમારો અને

---

અને વસિષ્ઠની વચ્ચે બ્રાહ્મણવિદ્યા ક્ષત્રિયવિદ્યા કરતા બળવત્તર છે એમ સ્થાપિત કરવા માટે આપેલી આખ્યાયિકાથી સર્વને સુવિદિત છે આ ગ્રન્થમાં સ્પષ્ટ કથન છે તે ઉપરથી એમ જણાય છે કે એ ઋષિએ શસ્ત્રજ્ઞાનને વિદ્યાની પંક્તિએ ચઢાવેલુ અને તેને યજુર્વેદના ઉપવેદની પ્રતિષ્ઠા અપાવેલી હશે.

હમણાં લશ્કરમાં નોકરી કરનારા કે શિકાર કરનારાના થોડા અપવાદો શિવાય હિંદીઓને શસ્ત્રનો ઉપયોગ કરવાનો વખતજ આવતો નથી વળી જ્યારથી દારૂગોળો હિંદમા વપરાતો થયો ત્યારથી હિંદનાં અસ્ત્રોનો ઉપયોગ લશ્કરોમાંથી પણ લગભગ જતો રહ્યો. તેને લીધે આ વિદ્યા લગભગ નષ્ટ થઇ ગઈ એમ કહીએ તો ખોટું ન કહેવાય માત્ર કવચિત્ કોઇ કોઇ રજપૂત અને ભીલ લોકો હજી સાદાં બાણોનો ઉપયોગ કરતા દેખાય છે અને કોઇક તેમાં પ્રવિણતા પણ મેળવેલા નિકળી આવે છે. પરંતુ તેનો ઉપયોગ માત્ર કૌતુહલને પોષવા શિવાય બીજો રહ્યો નથી. છતા એ શાસ્ત્રનો કોઇ ગ્રન્થ મળી આવે તો ઐતિહાસિક દૃષ્ટિએ તેનો અભ્યાસ કર્યાથી ઘણું નવું જ્ઞાન મળે એમ આ ગ્રન્થમાં આપેલી માહિતી ઉપરથી લાગે છે.

તેમના અનુયાયિઓનો અધિકાર છે તે બધા મળીને ચાર પ્રકારે (લડનારા) હોય છે એટલે કે પાયદળ, (પગે ચાલતા) રથારૂઢ, (રથમાં બેઠેલા) ગજારૂઢ, (હાથી ઉપર બેઠેલા) અને અશ્વારૂઢ, (ઘોડાપર બેઠેલા). દીક્ષા, અભિષેક, શકુન, મંગલકરણ વગેરે બધાનુંજ પ્રથમ પાદમાં નિરૂપણ કરેલુ છે. બધાં જુદી જુદી જાતનાં શસ્ત્રોનો અને આચાર્યનો લક્ષણપૂર્વક સંગ્રહણપ્રકાર[1] બીજા પાદમાં વર્ણવેલો છે. ગુરૂસમ્પ્રદાયથી સિદ્ધ વિશિષ્ટ શસ્ત્રોના ફરી ફરી અભ્યાસનુ અને મન્ત્ર તથા દેવતાના સિદ્ધિકરણનુ પણ નિરૂપણ ત્રીજા પાદમાં કરેલુ છે. તેમજ દેવતાના પૂજન, અભ્યાસ વગેરેથી સિદ્ધ થયલાં વિશિષ્ટ અસ્ત્રોના પ્રયોગનું નિરૂપણ ચોથા પાદમાં છે. ક્ષત્રિયોનુ સ્વધર્માચરણ જે શુદ્ધ છે તે અને દુષ્ટ યાને દસ્યુ,[2] ચોર વગેરે લોકોથી પ્રજાનુ રક્ષણ એ ધનુર્વેદનુ પ્રયોજન છે. બ્રહ્મા, પ્રજાપતિ વગેરેના ક્રમથી વિશ્વામિત્રે રચેલુ ધનુર્વેદશાસ્ત્ર આ પ્રકારનુ છે.[3]

एवं गान्धर्ववेदशास्त्रं भगवता भरतेन प्रणीतम् । तत्र गीत वाद्यनृत्यभेदेन बहुविधोऽर्थः । देवताराधननिर्विकल्पकसमाध्यादिसिद्धिश्च गान्धर्ववेदस्य प्रयोजनम् ।

તેજ પ્રમાણે ગાન્ધર્વવેદશાસ્ત્ર ભગવાન ભરતે રચેલુ છે. તેમાં ગીત, વાદ્ય અને નૃત્ય એવા ભેદને લીધે બહુ જાતના વિષય હોય છે.[4]

---

૧. જુદી જુદી જાતના શસ્ત્રોના શુ શુ લક્ષણો હોય છે અને તે શિખવનાર આચાર્ય કેવા લક્ષણવાળો હોવો જોઇએ એ બધી માહિતી બીજા પાદમા આપેલી લાગે છે

૨ દસ્યુ એટલે ભીલ જેવી એક જંગલી જાત

૩ આ વાકય ઉમેરવાના હેતુ એ લાગે છે કે એમ જણાવવું કે ધનુર્વિદ્યા શાસ્ત્ર જો કે વિશ્વામિત્રે રચેલું છે તોપણ તે વિદ્યાનુ જ્ઞાન તેને બ્રહ્મા, પ્રજાપતિ વગેરેની પરંપરાથી ઉતરી આવ્યું હતુ

૪ ગાન્ધર્વ વેદનુ પ્રયોજન સંગીતનુ, વાજીંત્રોનુ અને નૃત્યકલાનું જ્ઞાન આપવાનુ હોય છે એમ કર્તાનો કહેવાનો આશય છે

દેવતાનું આરાધન અને નિર્વિકલ્પ સમાધિ વગેરેની સિદ્ધિ એ ગાન્ધર્વવેદનું પ્રયોજન છે.[1]

एवमर्थशास्त्रं च बहुविधं, नीतिशास्त्रमश्वशास्त्रं, गजशास्त्रं, शिल्पशास्त्रं, सूपकारशास्त्रं, चतुःषष्टिकलाशास्त्रं चेति नानामुनिभिः प्रणीतम् । अस्य च सर्वस्य लौकिकत्वप्रयोजनभेदो द्रष्टव्यः ।

તેમજ અર્થશાસ્ત્ર[2] અનેક મુનિઓએ નીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર,

---

૧. એ ધ્યાનમાં લેવા જેવી બાબત છે કે ગાન્ધર્વવેદની એટલે વાદ્ય અને વાચ્ય સંગીતની અને નૃત્યકલાની ઉત્પત્તિ કેવા ઉચ્ચ આશયથી કરવામાં આવી હતી અને પાછળથી તેનો કેવો દુરૂપયોગ થયો હતો અને તેથી તે કેવી અધોગતિએ પહોંચ્યું હતું. આ જમાનામાં તેના પુનરૂદ્ધારનાં કાંઇક ચિન્હો દેખાય છે.

નિર્વિકલ્પ સમાધિ એટલે ધ્યાનની એવી અંતિમ દશા કે તેમાં દ્રષ્ટા અને દૃશ્ય વચ્ચેના ભેદનો લય થઇ જાય અને માત્ર શુદ્ધ પરબ્રહ્મ યાને આત્મસ્વરૂપજ પરમાનન્દમહોદધિ રૂપે અવશિષ્ટ રહે. સંગીત અને નૃત્યકળાનો પણ કેવો ઉમદા ઉપયોગ !

૨. અર્થશાસ્ત્ર એ વ્યવહારને લગતું શાસ્ત્ર છે. તેને લીધે ધર્મ, કામ અને મોક્ષમાં જેનો સમાવેશ ન થતો હોય તે સર્વનો એમાં સમાવેશ થાય અને તેથી એના અનેક પ્રકાર હોય. રાજ્યનીતિ અને તેને લીધે ફોજદારી અને દિવાની ન્યાય, આન્તર્રાષ્ટ્રીય કાનુનો, યુદ્ધના નિયમો અને તેને લીધે તેમાં લાગતાં સાધનો, શહેરો અને ગામડાંઓની આન્તર્વ્યવસ્થા, જનસુખાકારીના નિયમો, શહેરો, ગામડાંઓ, કીલ્લાઓ, મહેલો, ઘરો વગેરે બાંધવાના નિયમો- એ સર્વનો તેમાં સમાવેશ થઇ શકે. આ સર્વ વિષયોની ચર્ચા કૌટિલીય અર્થશાસ્ત્રમાં કરેલી જોવામાં આવે છે એ ઇ. સ. પૂર્વે ૪ સૈકામાં રચેલો ગ્રન્થ છે. તેમાં એ શાસ્ત્રના આગળ રચાયલા પુષ્કળ ગ્રન્થોનો ઉલ્લેખ છે પરંતુ આ ગ્રન્થના કર્તાને તે વિષેની માહિતી હોય એમ લાગતું નથી. ઉપર જણાવ્યાપૈકી કેટલાક વિષયો ઉપર એના પછી કામન્દકી

ગજશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સૂપકારશાસ્ત્ર, ચતુઃષષ્ઠીકલાશાસ્ત્ર[1] એમ
નીતિશાસ્ત્ર, શુક્ર નીતિશાસ્ત્ર, અને ઘોડા, હાથી, રથો વગેરેને લગતાં શાસ્ત્રો રચાયાં હતાં કારણ કે તે તે વિષયોનાં જ્ઞાનમાં એટલી પ્રગતિ થઇ હતી કે એક ગ્રન્થમાં બધાનો સમાવેશ કરવો શક્ય નહોતો.

વિચાર કરતાં એમ લાગે છે કે પ્રથમ બધાય અર્થશાસ્ત્રના વિષયોનો ધર્મમાં સમાવેશ કરવામાં આવતો હતો કારણ કે મનુ, યાજ્ઞવલ્કય વગેરે સ્મૃતિઓમાં આ બધાજ વિષયો વિષે થોડું થોડું વિવેચન જોવામાં આવે છે. આ ઉપરથી એમ લાગે છે કે શરૂઆતમાં ઇહલૌકિક અને પારલૌકિક સર્વ વિષયોનો સમાવેશ ધર્મમાં કરવામાં આવતો હશે, પાછળથી ધર્મનો પ્રદેશ માત્ર પારલૌકિક વિષયોનું જ્ઞાન છે એમ ગણીને ઇહલૌકિક વિષયોને માટે અર્થશાસ્ત્ર નામનું જુદું શાસ્ત્ર કરવામાં આવ્યું હશે. વળી વિશેષ પ્રગતિ થતાં તેમાંથી રાજનીતિને લગતું પૃથક્ શાસ્ત્ર થયું હશે અને તેમાં પણ આગળ પ્રગતિ થતાં અશ્વશાસ્ત્ર, ગજશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર વગેરે પૃથક્ પૃથક્ શાસ્ત્રો રચાયાં હશે.

૧. મહિમ્નસ્તોત્રના ૭ મા શ્લોક ઉપરની મધુસૂદન સરસ્વતીની ટીકા જેમાં લગભગ આખાય પ્રસ્થાનભેદનો સમાવેશ થયલો જોવામાં આવે છે અને જેમાંથીજ પાછળથી એ ગ્રન્થ ઉપજાવી કાઢયો હશે એમ માનવાને સબળ કારણો છે તેની નિર્ણયસાગર પ્રેસની પ્રતમાં चतु षष्टीकलाशास्त्र એ પદ પછી કાઉંસમાં વધારાનું લખાણ જોવામાં આવે છે. તેનું ભાષાંતર નીચે પ્રમાણે છેઃ—

(તે ચોસઠ કળાઓ શૈવાગમોમાં જણાવેલી છે. ૧ ગીત; ૨ વાદ્ય; ૩ નૃત્ય; ૪ નાટય; ૫ આલેખ્ય (ચિત્ર); ૬ વિશેષકચ્છેદ્ય; ૭ તંડુલકુસુમબલિ વિકારો; ૮ પુષ્પાસ્તરણ; ૯ દશનવસનાંગરાગો; ૧૦ મણિભૂમિકા કર્મ; ૧૧ શયનરચન; ૧૨ ઉદકવાદ્ય; ૧૩ ઉદક (ઘાત) વાદ; ૧૪ અદ્‌ભૂતદર્શનવેદિતા; ૧૫ માલાગ્રથનકલ્પ; ૧૬ શેખરાપીડયોજન; ૧૭ નેપથ્થયોગ; ૧૮ કર્ણપત્રભંગો; ૧૯ ગન્ધયુક્તિ; ૨૦ ભૂષણયોજન; ૨૧ ઇન્દ્રજાલ; ૨૨ કૌચુમારયોગ; ૨૩ હસ્તલાઘવ; ૨૪ ચિત્રશાકાપૂપભક્ષ્યવિકારક્રિયા; ૨૫ પાનકરસરાગાસવયોજન; ૨૬ સૂચીવાપકર્મ; ૨૭ સૂત્રક્રીડા; ૨૮ વીણાડમરૂકવાદ્યો; ૨૯ પ્ર-

બહુ પ્રકારથી રચેલાં છે. એ બધાંનો વ્યવહારની માફક પ્રયોજનભેદ સમજી લેવો.

एवमष्टादशविद्यास्त्रयीशब्देनोक्ताः ।

આમ અઢાર વિદ્યાઓનો ત્રયી એ શબ્દથી ઉલ્લેખ કર્યો છે.

तथा साङ्ख्यशास्त्रं भगवता कपिलेन प्रणीतम् । तत्र त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थ इत्यादि षडध्यायाः । तत्र प्रथमेऽध्याये विषया निरूपिताः, द्वितीयेऽध्याये प्रधानकार्याणि, तृतीयेऽ-

---

હેલિકાપ્રતિમાલા; ૩૦ દુર્વચકયોગો; ૩૧ પુસ્તકવાચન; ૩૨ નાટિકાખ્યાયિકાદર્શન; ૩૩ કાવ્યસમસ્યાપૂરણ; ૩૪ પટ્ટિકાવેત્રબાણવિકલ્પો; ૩૫ તર્કુકર્મો; ૩૬ તક્ષણ; ૩૭ વાસ્તુવિદ્યા; ૩૮ રૂપ્યરત્નપરિક્ષા; ૩૯ ધાતુવાદ; ૪૦ મણિરાગજ્ઞાન; ૪૧ આકરજ્ઞાન; ૪૨ વૃક્ષાયુર્વેદયોગો; ૪૩ મેષકુક્કુટલાવકયુદ્ધવિધિ; ૪૪ શુકસારિકાપ્રલાપન; ૪૫ ઉત્સાદન; ૪૬ કેશમાર્જનકૌશલ; ૪૭ અક્ષરમુષ્ટિકાકથન; ૪૮ મ્લેછિતકવિકલ્પો; ૪૯ દેશભાષાજ્ઞાન; ૫૦ પુષ્પશકટિકાનિમિત્તજ્ઞાન; ૫૧ યન્ત્રમાતૃકા; ૫૨ ધરણમાતૃકા; ૫૩ અસંવાચ્યસંપાટ્યમાનસીકાવ્યક્રિયાવિકલ્પો; ૫૪ છલિતકયોગો; ૫૫ અભિધાનકોશછન્દોજ્ઞાન, ૫૬ ક્રિયાવિકલ્પો; ૫૭ લલિતવિકલ્પો; ૫૮ વસ્ત્રગોપનો; ૫૯ દ્યૂતવિશેષ; ૬૦ આકર્ષક્રીડા; ૬૧ બાલક્રીડનકો; ૬૨ વૈનાયકીવિદ્યાજ્ઞાન; ૬૩ વૈજયિકવિદ્યાજ્ઞાન; ૬૪ વૈતાલિકીવિદ્યાજ્ઞાન, એ ચોસઠ કળાઓ છે).

શૈવાગમો મુખ્યત્વે કરીને તાન્ત્રિકવિધિના ગ્રન્થો છે જો કે તેમાં તત્ત્વજ્ઞાન પણ હોય છે ખરૂં. ઉપર જે કળાઓ ગણાવી છે તેમાંથી કેટલીક તો એવી છે કે જેને આપણે કળા કહીએ પણ નહીં. ઉદાહરણાર્થ પુસ્તકવાચન, દેશભાષાજ્ઞાન વગેરે. વળી ઘણી એવી છે કે જેનો સમાવેશ ઇતર શાસ્ત્રોમાં થાય છે, જેવી કે ગીત, વાદ્ય, નૃત્ય, નાટ્ય, નાટિકાખ્યાયિકાદર્શન, કાવ્યસમસ્યાપૂરણ, આકરજ્ઞાન, વૃક્ષાયુર્વેદયોગો, વીણાડમરૂકવાદ્યો, વાસ્તુવિદ્યા વગેરે. એ બધી કળાઓનો તંત્રશાસ્ત્રસાથે નિકટ સમ્બન્ધ હોય એમ લાગે છે.

ध्यायें विषयवैराग्यम्, चतुर्थेऽध्याये विरक्तानां पिङ्गलाकुररादीनामाख्यायिकाः, पञ्चमेऽध्याये परपक्षनिर्णयः, षष्ठे सर्वार्थसंक्षेपः । प्रकृतिपुरुषविवेकज्ञानं साङ्ख्यशास्त्रस्य प्रयोजनम् ॥

તેમ સાંખ્યશાસ્ત્ર[1] ભગવાન કપિલે રચ્યું છે. તેમાં त्रिविधदुःखात्यन्तपुरुषार्थः એ સૂત્રથી શરૂ થતા છ અધ્યાયો છે. તે પૈકી પહેલા અધ્યાયમાં વિષયોનું નિરૂપણ, બીજામાં પ્રધાનનાં કાર્યોનું, ત્રીજામાં વિષય પ્રત્યેના વૈરાગ્યનું, ચોથામાં પિંગલા, કુરર વગેરેનાં આખ્યાનો, પાંચમામાં સામાપક્ષનું નિરાકરણ અને છઠ્ઠામાં બધા વિષયોનો સંક્ષેપમાં સાર છે. પ્રકૃતિ અને પુરૂષ વચ્ચેના વિવેકનું જ્ઞાન એ સાંખ્યશાસ્ત્રનું પ્રયોજન છે.

---

૧. साङ्ख्यशास्त्र એવો કોઈ ગ્રન્થ હાલ કોઈના જાણવામા નથી. અહીં જે ગ્રન્થની અનુક્રમણિકા આપી છે તે साङ्ख्यसूत्र નામના ગ્રન્થની હોય એમ લાગે છે તે ગ્રન્થ સાંખ્યશાસ્ત્રના પ્રથમ પ્રવર્તક કપિલ મુનિએ રચેલો હોય એવો જુનો નથી પરંતુ ઇ સ. ના ૧૪ મા સૈકામાં રચાયલો હોવો જોઇએ એવી આધુનિક વિદ્વાનોની માન્યતા છે. સાંખ્યશાસ્ત્રનો જુનામાં જુનો ગ્રન્થ षष्टितन्त्रशास्त्रम् એ નામનો હોવો જોઇએ એમ ઇતર ગ્રન્થોમાંના ઉલ્લેખ ઉપરથી અનુમાન કરી શકાય છે. તે હાલ ઉપલબ્ધ નથી. પરંતુ શ્વેતાશ્વતર ઉપનિષદ, મહાભારત, ભગવદ્‌ગીતા, બ્રહ્મસૂત્ર, શારીરકભાષ્ય, ભાગવતપુરાણ વગેરે પ્રાચીન ગ્રન્થોમાં તેમાંના ઘણા લખાણનો ઉપયોગ કીધેલો જણાય છે

આ સાંખ્યશાસ્ત્ર અને ઇ. સ. ના ૨ જા સૈકામાં રચાયલી ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા નિરીશ્વરવાદનો બોધ કરે છે અથવા વાસ્તવિક રીતે જોતાં ઇશ્વરની અપેક્ષા રાખ્યાશિવાય માત્ર પુરૂષ અને પ્રકૃતિથી જગતની ઉત્પત્તિ થયાનું જણાવે છે. મૂળ કપિલ મુનિના સિદ્ધાન્તમાં પુરૂષો ઉપરાંત પુરૂષોત્તમનું પણ સ્થાન હતું એમ શ્વેતાશ્વતર ઉપનિષદ, મહાભારત, ભગવદ્‌ગીતા, ભાગવતપુરાણ વગેરે

तथा योगशास्त्रं भगवता पतञ्जलिना प्रणीतम्, अथ योगानुशासनमित्यादिपादचतुष्टयात्मकम्। तत्र प्रथमे पादे चित्तवृत्तिनिरोधात्मकः समाधिरभ्यासवैराग्यरूपं च तत्साधनं निरूपितम्, द्वितीये पादे विक्षिप्तचित्तस्यापि समाधिसिद्ध्यर्थं यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि निरूपितानि, तृतीये पादे योगविभूतयः, चतुर्थे पादे कैवल्यमिति । तस्य च विजातीयप्रत्ययनिरोधद्वारेण निदिध्यासनसिद्धिः प्रयोजनम् ॥

તેમ યોગશાસ્ત્ર[1] જે ભગવાન પતંજલિએ રચેલું છે તે अथ योगानुशासनम् એ સૂત્રથી શરૂ થતા ચાર પાદોમાં છે. તેમાં પહેલા પાદમાં ચિત્તવૃત્તિનિરોધરૂપ સમાધિ, અને અભ્યાસ તથા વૈરાગ્યરૂપ તેના સાધનોનું, બીજા પાદમાં વિક્ષિપ્તચિત્તવાળાથી પણ સમાધિ થઈ શકે તે માટે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ એ આઠ અંગોનું, ત્રીજામાં યોગની વિભૂતિઓનું અને ચોથામાં કૈવલ્ય(પદ)નું નિરૂપણ કરેલું છે. અને તેનું પ્રયોજન વિરુદ્ધ કલ્પનાઓના નિરોધદ્વારા નિદિધ્યાસન સિદ્ધ કરવાનું છે.

---

ઉપરથી લાગે છે. બૌદ્ધ, જૈન અને ચાર્વાકમતવાદી નાસ્તિકોની સાથેની ન્યાયશાસ્ત્રની હરિફાઈમાં પંચશિખ નામના કપિલના અનુયાયિએ ઈશ્વરનો બહિષ્કાર કરી નાખેલો હશે એમ લાગે છે. સાંખ્યો ત્યાર પછી જો કે ઈશ્વરને માનતા નહીં છતાં આસ્તિકમતવાદી ગણાતા હતા કારણ કે કપિલે પોતાનો સિદ્ધાન્ત ઉપનિષદો ઉપરથી ઉપજાવી કાઢયો હતો તેનું વિસ્તૃત નિરાકરણ બ્રહ્મસૂત્રના ૧ લા અને ૨ જા અધ્યાયમાં છે.

૧. યોગશાસ્ત્ર એટલે યોગસૂત્ર અથવા યોગદર્શન. પતંજલિ મુનિએ એ દર્શનશાસ્ત્ર ઇ. સ. પૂર્વે ૨ જા સૈકામાં રચેલું મનાય છે. વ્યાકરણ ઉપરના મહાભાષ્યના કર્તા પતંજલિ તેજ આ પતંજલિ કે તેથી જુદા એ બાબતમાં મતભેદ છે પરંતુ ઘણે ભાગે માન્ય રાખવામાં આવેલો મત એ બે જુદા હતા એજ છે.

तथा पशुपतिमतं पाशुपत शास्त्रं भगवता पशुपतिना पशुपाश विमोक्षणाय "अथात पाशुपतं योगविधिं व्याख्यास्याम " इत्यादि पञ्चाध्याय विरचितम्। तत्राध्यायपञ्चकेनापि कार्यरूपो जीव पशु, कारण पशुपतिरीश्वर, योग पशुपतौ चित्तसमाधान, विधिर्भस्मना त्रिपवणस्नानादिर्निरूपित । दु सान्तसञ्ज्ञको मोक्षश्चास्य प्रयोजनम्।

---

આ યોગ તે રાજયોગ છે, હઠયોગ નહીં એમાની ક્રિયાઓ બધી માનસિકજ છે, શિવાય કે વિક્ષિપ્ત ચિત્તવાળા માટે જે અષ્ટાગયોગ યોજેલો છે તેમા પ્રાણાયામની ક્રિયા છે પ્રાણ અને મન એમની વચ્ચે એવો ગાઢ સમ્બન્ધ છે કે એકને વશ કરવાથી બીજુ ઝટ વશ થઈ જાય છે એ યોગશાસ્ત્રનો સિદ્ધાન્ત છે તેને અનુસરીને માનસિક ક્રિયાઓ કરી પ્રાણને વશ કરવાની યુક્તિઓ અને તેને વશ કર્યા પછી ધારેલે માર્ગ ચઢાવીને આત્મસાક્ષાત્કાર કરી મોક્ષ સાધવાનો માર્ગ ભગવાન પતઞ્જલિએ આ શાસ્ત્રમા દેખાડયો છે તે માર્ગ જતા અનેક જાતની સિદ્ધિઓ મેળવવી હોય તો કેમ મેળવાય તે પણ એમણે સમજાવ્યુ છે તેમા એમ પણ કહ્યુ છે કે સિદ્ધિના લોભમા પડવાથી કષ્ટ અને પદચ્યુતિ થવાનો સભવ છે એ જાતના યોગની પરમ્પરા હિરણ્યગર્ભથી ચાલતી આવે છે એમ તે ગ્રન્થ ઉપરના વ્યાસ ભાષ્યમા ઉલ્લેખ છે નાથ સપ્રદાયના યોગીઓએ પ્રાણને વશ કરીને મનને વશ કરવાનો અને તે દ્વારા સિદ્ધિઓ અને આત્મસાક્ષાત્કાર કરવાનો માર્ગ હઠયોગપ્રદીપિકામા દેખાડયો છે એમાની ક્રિયાઓ સસારીઓથી પણ થઇ શકે એમ તેમા ઉલ્લેખ છે છતા તેમાની ઘણી કષ્ટસાધ્ય છે અને જો કોઇ જાણીતા ગુરુની દેખરેખ શિવાય કરવામા આવે તો યોગને બદલે રોગ વ્હોરી લેવાના પ્રસગો આવે એમ છે એ અનુભવસિદ્ધ વાત છે છતા તેમાની કેટલીક ક્રિયાઓ– જુદી જુદી જાતના આસન પ્રાણ યામ વગેરે– ગમે તે સ્થિતિમા થઈ શકે એવી છે જો કે તે માટે પણ બ્રહ્મચર્ય પાળવાની ખાસ આવશ્યકતા તો ખરીજ અથવા નિદાન તેથી વિશિષ્ટ લાભ તો જરૂર થાયજ

एत एव कार्यकारणयोगविधिदुःखान्ता इत्याख्यायन्ते ।[1]

વળી પશુપતિમતનું *अथातः पाशुपतं योगविधिं व्याख्यास्यामः* એ સૂત્રથી આરંભાતા પાંચ અધ્યાયોવાળું પાશુપતશાસ્ત્ર[2] ભગવાન પશુપતિએ પશુપાશમાંથી મોક્ષ મળે તે હેતુથી રચેલું છે. તેમાં પાંચ અધ્યાયોથી પણ કાર્યરૂપ જીવ એટલે પશુ, કારણ એટલે

---

૧. ઉપરોક્ત મહિમ્નસ્તોત્ર ૭ મા શ્લોકના ઉપરની ટીકામાં નીચેનું વધારાનું વાકય છેઃ—

एवं शैवं मन्त्रशास्त्रमपि पाशुपतशास्त्रान्तर्गतमेव (તેમ શૈવ મન્ત્રશાસ્ત્રનો પણ પાશુપતશાસ્ત્રમાંજ અંતર્ભાવ થાય છે).

૨. આ શાસ્ત્રની રચના શૈવાગમો ઉપર આધાર રાખીને કરવામાં આવેલી છે. તે ગ્રન્થો ઘણા જુના છે. સિંધમાં મોહેન્જો-ડારોમાં કરેલા ખોદકામમાં જે જે પુરાણી વસ્તુઓ મળી આવી છે તેમાં ઘણાં શિવાલયો, શિવલિંગો અને શંકરની કેટલીક સાકાર મૂર્તિઓ વગેરે પણ છે. તે ઉપરથી વિદ્વાનોની એવી માન્યતા થઈ છે કે શિવલિંગનું પૂજન ઈ. સ. પૂર્વે ૩૦૦૦–૪૦૦૦ ના અરસામાં પણ હિંદમાં થતું હશે વળી મધ્ય એશિઆમા ખોદકામ થયું છે ત્યાંથી પણ શિવલિંગો, શંકરની મૂર્તિઓ વગેરે મળી આવ્યાં છે તે ઉપરથી એ પૂજન ઘણા વિશાળ પ્રદેશમાં ઘણા પ્રાચીન કાળથી થતું હશે એમ તેઓ માને છે. એ દ્રાવિડી સંસ્કૃતિનાં અવશેષ મનાય છે. તામિલ દેશમાં હજી પણ શૈવ અને વૈષ્ણવ એ બે મોટા સંપ્રદાયોમાં પ્રજાનો મોટો ભાગ વહેંચાઈ ગયલો છે અને તેનાં કાંચી, શ્રીરંગમ, તંજાવર, ગુરૂવાયૂર, તિરૂપતિ, રામેશ્વર વગેરે સ્થળોએ ઘણાં અલાબીડ દેવાલયો છે અને શૈવ દેવાલયોમાં શૈવાગમોને અનુસરીને અને વૈષ્ણવ દેવાલયોમાં પાંચરાત્રાગમોને અનુસરીને વિસ્તૃત વિધિઓથી પૂજન થાય છે.

શૈવ મતાનુયાયિ શ્રીકંઠ નામના દક્ષિણના ઈ સ. ના ૧૩ મા સૈકામાં થઈ ગયલા આચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર એક વિસ્તૃત અને વિદ્વત્તાપૂર્ણ ભાષ્ય રચીને શિવાદ્વૈત સિદ્ધાન્ત વેદસમ્મત છે એમ સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો છે.

પશુપતિ-ઈશ્વર, યોગ એટલે પશુપતિમાં ચિત્તનું સમાધાન (અને) વિધિ એટલે ભસ્મથી ત્રિષવણસ્નાન વગેરેનું નિરૂપણ કર્યું છે. અને એનું પ્રયોજન દુઃખનો અન્ત એ સંજ્ઞાવાળો મોક્ષ છે. આજ (પાંચ અધ્યાયો) કાર્ય, કારણ, યોગ, વિધિ અને દુઃખાન્ત તરીકે ઓળખાવવામાં આવે છે.

एवं वैष्णवं नारदादिभिः कृतं पाञ्चरात्रम् । तत्र वासुदेवसंकर्षणप्रद्युम्नानिरुद्धाश्चत्वारः पदार्था निरूपिताः । भगवान्वासुदेवः परमेश्वरः सर्वकारणं, तस्मादुत्पद्यते संकर्षणाख्यो जीवस्तस्मान्मनः प्रद्युम्नस्तस्मादनिरुद्धोऽहङ्कारः । सर्वे चैते भगवतो वासुदेवस्यैवांशभूतास्तदभिन्ना एवेति भगवतो वासुदेवस्य मनोवाक्कायवृत्तिभिराराधनं कृत्वा कृतकृत्यो भवतीत्यादि च निरूपितम्[1] ।

તેમ વૈષ્ણવોનું નારદાદિએ રચેલું પાંચરાત્ર(દર્શન)[2] છે. તેમાં

---

શૈવાગમો ઉપરથી રચાયલાં સ્પન્દશાસ્ત્ર અને પ્રત્યભિજ્ઞાશાસ્ત્રને આધારે ચાલતી ત્રિક નામની શૈવસંપ્રદાયની એક શાખા વસુગુપ્તે કાશ્મીરમાં ઇ. સ. ના ૯ મા સૈકામાં સ્થાપી હતી તે હજી ચાલુ છે. વસુગુપ્ત પછી કલ્લટ, સોમાનંદ, ઉત્પલ, અભિનવગુપ્ત વગેરે એ શાખાના મહાન આચાર્યો થઇ ગયા છે અને તેમણે તેને લગતા ઉપાસનાવિધિ અને જ્ઞાનમાર્ગના અનેક ગ્રન્થો રચ્યા છે. તેઓ અદ્વૈતવાદી હતા.

કર્ણાટકમાં બસવ્વાએ સ્થાપેલો લિંગાયતમત પણ શૈવસંપ્રદાયનો એક વિભાગજ છે પરંતુ તે બ્રહ્મસમાજના જેવો સુધરેલો મત છે.

૧. ઉપરોક્ત મહિમ્નસ્તોત્રના ૭ મા શ્લોક ઉપરની ટીકામાં નીચેનાં બે વધારાનાં વાક્યો જોવામાં આવે છેઃ— एवं वैष्णवं मन्त्रशास्त्रं परिमितमपि पाञ्चरात्रमध्येऽन्तर्भूतम् । वामागमादिशास्त्रं तु वेदबाह्यमेव । (તેમ વૈષ્ણવ મન્ત્રશાસ્ત્રનો સમાવેશ, પરિમિત છતાં, પાંચરાત્રદર્શનમાં થાય છે. વામમાર્ગનું આગમશાસ્ત્ર વગેરે તો વેદબાહ્ય છે).

૨. पाञ्चरात्रदर्शन પ્રમાણે મુખ્ય દેવ વાસુદેવ છે. તેનાથી સર્વ સૃષ્ટિની

વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર પદાર્થોનું[1] નિરૂપણ છે. ભગવાન વાસુદેવ જે પરમેશ્વર છે તે બધાનું કારણ છે, તેમાંથી સંકર્ષણ નામનો જીવ ઉત્પન્ન થાય છે, તેમાંથી પ્રદ્યુમ્ન નામનું મન અને તેમાંથી અનિરૂદ્ધ નામનો અહંકાર. એ બધા ભગવાન વાસુદેવનાજ અંશભૂત હોઈ તેનાથી અભિન્નજ છે; તેથી ભગવાન વાસુદેવનું મન, વાણી અને કાયાના વ્યાપારથી આરાધન કરીને (મનુષ્ય) કૃતકૃત્ય થાય છે એ વગેરે (બાબતો)નું (તેમાં) નિરૂપણ કીધેલું છે.

---

ઉત્પત્તિ માની છે. નારદમુનિ શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા અને ભાગવત પુરાણ રચવાની પ્રેરણા બાદરાયણ વ્યાસને એમણેજ કીધેલી એટલુંજ નહીં પરંતુ પોતે બ્રહ્માની પાસેથી જે ભાગવત સાંભળેલું તે તેને કહી સંભળાવ્યું પણ હતું અને તે પછી વ્યાસે ભાગવત પુરાણ રચીને શુકને સંભળાવ્યું હતું. આ ઉપરથી લાગે છે કે પાંચરાત્રધર્મના મુખ્ય પ્રવર્તક નારદમુનિજ હશે.

૧. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ વાસ્તવિકરીતે મહાભારતકાલીન યાદવોનાં નામ છે છતાં તેને અહીં પદાર્થો કહ્યા છે તેનું કારણ એ લાગે છે કે પાંચરાત્રદર્શનપ્રમાણે પાંચભૌતિક સૃષ્ટિની ઉત્પત્તિ થતા પહેલાં જે ચાર અવ્યક્ત તત્ત્વો હતાં તેનાં એ નામો હતાં.

એ ચાર પૈકી સંકર્ષણ એટલે જીવ, પ્રદ્યુમ્ન એટલે મન અને અનિરૂદ્ધ એટલે અહંકાર, એ ત્રણે જગતના આદિકારણ વાસુદેવના અંશોજ છે અને તેથી તેનાથી અભિન્ન છે માટે તેનુંજ મનસા, વચસા, કર્મણા આરાધન કરવાથી કૃતકૃત્યતા પ્રાપ્ત થાય છે એવું તે શાસ્ત્રનું તાત્પર્ય છે.

મહાભારતકાળનો નારાયણીય ધર્મ, જેનું વિસ્તૃત વિવેચન શ્રી બા. ગં. ટિળકના કર્મરહસ્યમાં છે અને પાછળથી થયેલો ભાગવત ધર્મ જેના બોપદેવ, જયદેવ, નામદેવ, નરસિંહ મહેતા વગેરે અનુયાયિઓ હતા અને જેમાંથી હિંદના દરેક પ્રાન્તમાં જુદા જુદા વૈષ્ણવ સમ્પ્રદાયો જેવા કે રામાનુજ, રામાનંદી, દાદુપંથી, પંઢરપુરી (વારકરી), માધ્વ, ચૈતન્ય, વલ્લભી વગેરે પંથો નિકળ્યા હોઇ હજુ હયાત છે તે બન્ને આ પાંચરાત્રધર્મનાજ કાંટા હતા.

तदेवं दर्शितः प्रस्थानभेदः। सर्वेषां च सङ्क्षेपेण त्रिविध एव प्रस्थानभेदः। तत्रारम्भवाद एकः, परिणामवादो द्वितीयः, विवर्तवादस्तृतीयः। पार्थिवाप्यतैजसवायवीयाश्चतुर्विधाः परमाणवो द्व्यणुकादिक्रमेण ब्रह्माण्डपर्यन्तं जगदारभन्ते। असदेव कार्यं कारकव्यापारादुत्पद्यत इति प्रथमः तार्किकाणां मीमांसकानां च। सत्त्वरजस्तमोगुणात्मकं प्रधानमेव महदहंकारादिक्रमेण जगदाकारेण परिणमते, पूर्वमपि सूक्ष्मरूपेण सदेव कार्यं कारकव्यापारेणाभिव्यज्यत इति द्वितीयः पक्षः साङ्ख्यपातञ्जलपाशुपतानाम्। ब्रह्मणः परिणामो जगदिति वैष्णवानामपि। स्वप्रकाशपरमानन्दाद्वितीयं ब्रह्म स्वमायावशान्मिथ्यैव जगदाकारेण कल्प्यत इति तृतीयः पक्षो ब्रह्मवादिनाम्। सर्वेषां च प्रस्थानकर्तृणां मुनीनां विवर्तवादपर्यवसानेनाद्वितीये परमेश्वर एव वेदान्तप्रतिपाद्ये तात्पर्यम्। नहि ते मुनयो भ्रान्ताः सर्वज्ञत्वात्तेषां, किन्तु बहिर्विषयप्रवणानामापाततः परमपुरुषार्थे प्रवेशो न भवतीति नास्तिक्यनिवारणाय तैः प्रकारभेदाः प्रदर्शिताः। तत्र तेषां तात्पर्यमबुद्ध्वा वेदविरुद्धेऽप्यर्थे तेषां तात्पर्यमुत्प्रेक्षमाणास्तन्मतमेवोपादेयत्वेन गृह्णन्तो जना नानापथजुषो भवन्तीति सर्वमनवद्यम्॥

इति श्रीमधुसूदनसरस्वतीविरचित. प्रस्थानभेद सम्पूर्णः॥



ત્યારે આ પ્રમાણે પ્રસ્થાનભેદનું નિરૂપણ કીધું. ટુંકમાં કહીએ તો બધાં મળીને ત્રણ જાતના ભિન્ન ભિન્ન પ્રસ્થાનો છે. તે પૈકી આરંભવાદ એક, પરિણામવાદ બીજો અને વિવર્તવાદ ત્રીજો છે. તેમાંનો પહેલો જે એવો છે કે પૃથ્વિ, જલ, તેજ અને વાયુ એ તત્ત્વોનાં ચાર જાતનાં પરમાણુઓ દ્વ્યણુકાદિના ક્રમથી જગતની ઉત્પત્તિનો આરંભ કરે છે; (મતલબ કે) કાર્ય જે અગાઉ નહોતું તે કારકના વ્યાપારથી ઉત્પન્ન થાય છે, તે નૈયાયિકો અને મીમાંસકોનો છે. બીજો પક્ષ જે એવો છે કે સત્ત્વ, રજસ, અને તમસ્, એ ગુણોરૂપ પ્રધાનજ મહત, અહંકાર

વગેરેના ક્રમથી જગતરૂપે પરિણમે છે; (મતલબ કે) કાર્ય જે અગાઉ પણ સૂક્ષ્મરૂપે અસ્તિત્વ ધરાવતું હતું તેનીજ કારકના વ્યાપારથી અભિવ્યક્તિ થાય છે, તે સાંખ્ય, પાતંજલ અને પાશુપત મતવાળાઓનો છે. બ્રહ્મનું પરિણામ જગત છે એવો (મત) વૈષ્ણવોનો પણ છે. ત્રીજો પક્ષ જે એવો છે કે સ્વપ્રકાશ, પરમાનન્દ, અદ્વિતીય બ્રહ્મને તેની પોતાની માયાના યોગથી ખોટુંજ જગતરૂપે કલ્પવામાં આવે છે, તે બ્રહ્મવાદીઓનો છે.[1] વળી બધા પ્રસ્થાનકર્તા મુનિઓની મતલબ વિવર્તવાદમાં તેનો છેડો આણીને વેદાન્તોથી પ્રતિપાદ્ય અદ્વિતીય પરમેશ્વરનું (પ્રતિપાદન કરવાનીજ) હતી. તે મુનિઓ કાંઈ ભ્રમિત થયા નહોતા કારણ તેઓ સર્વજ્ઞ હતા; કિન્તુ જે અર્થે બાહ્ય વિષયમાં જેમનું ચિત્ત રોકાયલું હોય છે તેમનો પરમપુરૂષાર્થમાં વિનાપ્રયત્ને પ્રવેશ થતો નથી તે અર્થે તેમણે નાસ્તિક્ય(નો પ્રસાર થતો) અટકાવવા માટે ભિન્ન ભિન્ન પ્રકારે પ્રદર્શિત કર્યા છે.[1] તેમ કરવામાં તેમનો જે આશય હતો

---

૧. આરંભવાદનું તાત્પર્ય એ છે કે જગત જે પૂર્વે નહોતું તે કારણરૂપ પરમાણુઓમાંથી ઉત્પન્ન થાય છે, પરિણામવાદનું એ છે કે જે હતું તેમાં વિકાર થવાથી જગત ઉત્પન્ન થાય છે અને વિવર્તવાદનું એ છે કે જે જગત નહોતું અને નથીજ તે હોવાની બ્રહ્મ જે નિત્ય છે તેમાં મિથ્યા કલ્પના કરવામાં આવે છે. એ કલ્પના ભાસને લીધે થાય છે અને તે ભાસ બ્રહ્મનુંજ વિવર્ત એટલે કલ્પિત સ્વરૂપ છે. જેમ દોરીને અંધારામાં સાપ માનીને તેથી બ્હીવામાં આવે અગર રેતીના રણમાં તડકો પડતો હોય ત્યારે આઘેથી જલાશયનો ભાસ થવાથી હરણ તે પીવા દોડે અથવા મોતીની સીપ ઉપર તડકો પડતાં આઘેથી ચાંદીના ટુકડો જેવો તેનો ભાસ થતાં કોઈ માણસ તેને લેવા દોડે તેમ પ્રાણી માત્ર બ્રહ્મને ચિત્રમય જગત સમજીને તેમાંથી આનન્દાભાસને મેળવવા મથે છે અને તેથી દુઃખી થાય છે. જો તે તેના સત્યસ્વરૂપને ઓળખીને ચાલે તો તેને એવો ભાસ થાયજ નહીં અને તેથી તે દુઃખી પણ થાય નહીં અને તેને ઓળખવાથી હમેશાં તે પરમાનન્દમાંજ રહે એવો વેદાન્તનો સિદ્ધાન્ત છે.

તેને ન સમજીને જે અર્થ વેદથી વિરૂદ્ધ પણ હોય તે પ્રતિપાદન કરવાનો તેમનો આશય હતો એમ મમજનારા (તથા) તે તે મતજ જાણે ગ્રહણ કરવા યોગ્ય હોય એમ સમજનારા લોકો ભિન્ન ભિન્ન માર્ગ ઉપર પ્રીતિ રાખનારા બને છે. આ પ્રમાણે બધું દોષરહિત છે.

શ્રીમધુસૂદનસરસ્વતીવિરચિત પ્રસ્થાનભેદ સમાપ્ત.



---

૧ આ પ્રમાણે કર્તા જુદા જુદા પ્રસ્થાનોનો સમન્વય સાધે છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ બંધબેસતો ન આવે એ સ્વાભાવિક છે. પરંતુ એક વસ્તુ અનેકરીતે જોઈ શકાય છે અને તેમાની આ કર્તાની એક છે

ઉપર કહ્યુ છે તેમ પ્રસ્થાનભેદ એ મહિમ્નસ્તોત્રના ૭ મા શ્લોક ઉપરની કર્તાની ટીકામાનો મુખ્ય ભાગ છે તેને સમેટી લેતા કર્તા મહિમ્નસ્તોત્રના તે શ્લોકની ત્રીજી લીટીમાના શબ્દાનો ઉપયોગ કરે છે તે ઉપરથી એટલુ સ્પષ્ટ છે કે મધુસૂદન સરસ્વતીનો પોતાનોજ મત એવો હતો એમ નહીં પરંતુ સ્તોત્રકર્તા પુષ્પદન્તાચાર્યનોજ મત એવો હતો અને મધુસૂદને માત્ર તેના ઉપર વિસ્તૃત ટીકા કરીને તેનુ વિવરણ કર્યું છે. ઐતિહાસિક દૃષ્ટિએ સંશોધન કરતા એક સૈકા ઉપર વખત થઇ ગયો છતા હજી ષડ્દર્શનોને કાળક્રમવાર ગોઠવી શકાયા નથી એ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે

——:x:——